# વીનસ સીનેમા.

સ્ટેશન રોડ–સુરત.

## ગાબાજ દુનીઆ યાને

# સતી પર સીતમ!

૪૦૦૦૦ ફીટ લાંબી ફીલમ.

કીંમત ૦–૦–૬ પાઈ.

સને ૧૯૧૭

# દગાબાજ દુનીયા

યાને

## સતીપર સીતમ.



### ભાગ ૧ લો.

આ સુંદર સીરીયલની ખાસ ખુબી તેના તદન નવાઈ જેવા પ્લોટ મધે છે. અત્યાર આગમચ રજુ થઈ ગયલી સંખ્યાબંધ સીરીયલો કરતાં તદનજ જુદી ધપની અને અજાયબ જેવી આ સીરીયલ મધે એક આપવંતી ઓરત પોતાના ધણીનો શીતળ છાયો તજી દઈ પોતે નાહકની હેરાન અને પરેશાન થવા સાથ પોતાના પતી અને માત પીતાન કેટલી આપદા વેળામાં ઉતારે છે તેનો અતિ રસીલો અને જોવા જોગ ચીતાર આપવામાં આવ્યો છે. 'ખાવીંદ તેજ ખોદા' એ કહેતી મુજબ પોતાના પરણેલા ભરથારના આશરા હેઠળ રહી તેના હુકમને નમી ચાલવાને અને તેમાજ એક સ્ત્રી તરીકે પોતાની ફરજ સમાયલી સમજવાને બદલે—પોતાની પતીને પારકો સમજી તેને પરાયે આશરે —પરતંત્ર—રહેવાનું નાપસંદ કરી પોતાની જાતી મહેનતે કમાઈ ખાવાનું અને સ્વતંત્ર રહેવાનું પસંદ કરતા જતાં તેણી કેવી સજજડ ઠોકર ખાય છે તે અતી ચાનકરૂપી રીતે

ચીતારવામાં આવ્યું છે. એક બાજુ જ્યારે આ ફીલમની નાયક–જુન–પોતાના પતીનો પરાયો આશરો તજી જઈ પોતે જાતી મહેનતે કમાઇ ગુજારો કરવાનું પસંદ કરે છે ત્યારે બીજી બાજુ ફેશનની ફીશ્યારીમાં મચી રહેલી એક અકલ હીન અબળા પોતાના મોજ–શોખને અને આ ખરચાળુ ટેસ્ટને ખાતર પોતાપર જાન ખુરબાન કરતા પતીને પૈસે ટકે પાયમાલ કરી તેના કેવા બુરા હાલ કરે છે તે બહુ નસીહતકારક છે. ડબ્લ એક્ષપોઝર યાને એકીવેળાએ બે સામસાથી બાજુના ચીત્રોનો ચીતાર પણ આ ફીલમની ખરી ખુબી છે.

ફીલમની શરૂઆત તદ્દનજ નવાઈ જેવી રીતે થાય છે. બે જાણીતા લેખકો જયોર્જ રેન્ડોલ્ફ ચેસ્કર અને લીલી એક લાઈબ્રેરીનાં કુશાદે હોલમાં બેસી કોઇ અજબ જેવી અને તદ્દન નવી ઢપની ફીલમ માટેની વાર્તા માટે વિચાર ચલાવતાં નજરે પડે છે. વચ્ચે ટેબલ ઉપર સુંદર કારીગરીથી કોતરેલાં બે પુતળાં છે. એક મરદ અને ઓરત. બને લખનારમાંના એકની નજર તે ઉપર પડતાં તેને એકાએક કાંઈ નવાઈ જેવો ખ્યાલ આવી જાય છે અને તે પોતાના સાથીને તે વિષેની સમજણ આપે છે. ફીલમની વારતાનો તે પોતાના આ નવા ખ્યાલ ઉપરથી પાયો રચે છે જે નીચે મુજબ છે.

પુતળાં મધેના મરદનું ચીત્ર ઓરતને કહે છે "મારી પાસે તું કાંઇ માંગ અને હું તે તને આપીશ."

"શા માટે ?" તે ઓરતના આકારે પોકાર કર્યો.

"દુન્યાનો એવો કાયદોજ છે કે ઓરત હમેશા મરદ પાસે જોઇતી ચીજો માંગે અને મરદ તે તેણીને મેળવી આપે' તે મરદના આકારે ધીરેથી સમજણ આપી. અત્રે તે બંને પુતળાં વચ્ચે ચાલતી વાતચીત બંધ પડી અને બંને લખનારાઓ હવે પોતપોતાના કામે લાગી ગયા.

હવે આપણે આપણી વાર્તામાં આગળ વધીશું. આ વાર્તાની નાયક જુન અને નેડની સાદી આબાદિ સાથ વાર્તા શરૂ થાય છે. સઘળે ખુશી ખુરમી પ્રસરી રહી છે. પરોણાઓ આમદ અને સઘળી ધમચકરી બાદ સઘળી ક્રીયા પુરી થાય છે અને સર્વને મળી ભેટી આ તુરતનું પરણેલું નવું જોડું સુધરેલા રીવાજ મુજબ 'હનિમુન' ગુજારવા જાય છે.

---

## ભાગ બીજો.

## જુનની જંજાળની શરૂઆત.

હનીમુન ગુજારવા જતું આ તુરતનું પરણેલું નવું જોડું ત્રેનમાં હસ્તું રમતું ખુશખુશોલ મુસાફરી કરતું આપણી નજરે પડે છે.

મહોબતની મીઠી લેહઝત ચાખતાં અને વાતચીત કરતાં આગળ વધે છે જેવામાં એકાએક જુનને કાંઈક યાદ આવતાં પોતાની કોઇક ગુમાયલી ચીજ શોધતી હોય એ મીસાલ આસપાસ નજર કરે છે અને એકાદ પળ બાદ ગભરાટની મારે તેણીથા ચીસ પડાઇ જાય છે "અરે, મારી પાકીટ કયાં ગઇ" બીજીજ પળે લગાર ઠંડી પડતાં અને ધીરજથા વીચાર કરતાં તેણીને યાદ આવ્યું કે તેણી પાકીટ તેમજ રૂમાલ બંને ઘેર ભુલી આવી હતી. તેણીનો ગભરાટ જોઈ નેડે તુરત

કહયું "શા માટે ગભરાય છે, જુન ડીયર, પાકીટ ગુમઈ ગઈ તો શું મુઝાકો છે? પૈસા ખરચવાવાળો અને આપવા વાળો હું કેવો છું?"

પોતાના પતીના આ સખુનથી સંતોષ લઈ ખુશી થવાને બદલે જુન કંઇ ગમગીન બની ગઈ. તેણીના મગજમાંથી કોઈક વીચીત્ર ખ્યાલો પસાર થવા લાગ્યા અને આ ખ્યાલો માં ને ખ્યાલોમાં મશગુગ બનેલી તે નાજુક નાર ઉંઘી ગઇ.

તેણીની ઉંઘમાં ખલલ નહી કરવાના ઇરાદાથી નેડ ત્યાંથી ચાલી ગયો અને પોતાના કોઈ ઓળખીતા મીત્રો સાથ બીજી જગાએ વાતે ઉભો, જયારે તેણીની ખુબસુરત જવાન મોહુરદાર ઉંઘમાં પોતાની જવાનીના વખતના સુખી દીવસો ની યાદ કરવા લાગી. "આહા; તે કેવા સુખી દીવસો હતા કે જયારે તેણી પોતાના બાપીકા ઘરમાં નીર્દોષ નાદાન છોકરી તરીકે જીંદગીનિ જંજાળ જહેમતોનો એક ઉડતો ખ્યાલ પણ કુર્યા વીના સદા હસ્તી રમતી નાચકુદ કરતી હતી! અરે તે વેળા તેણી કેવી લાડકી, કેટલી સ્વતંત્ર હતી! તેણીનો બોલ કેવો પળાતો હતો! આહહા——તે સુખી, તે સ્વતંત્રતાના ખરેખરા સુખી દીવસો, પાછા કયારે આવશે!" આ સુખી સ્વપનાઓમાંથી એકાએક બીદાર થવા બાદ તેણી પોતાની આસપાસ નજર કરવા લાગી! પોતાની આજની-હાલની હાલતનો વીચાર કરવા લાગી! આજે તેણીનો કેવો હાલ હતો? શાદીની ગાંઠથી તુરતનીજ જોડાવાથી તેણી જો કે ખુશી તો હતી પરંતુ તેણીની આગલી સ્વતંત્રતાપર હાલ પડેલી ત્રાપ તેણી સાંખી શકતી ન હતી! આજે કોડી કોડીને માટે નાનામાં નાની નજીવામાં નજીવી ચીજ માટે તેણી

ઓશીયાળી હતી! અલબત તેણીનો ખાવીંદ તેણીને જીવ કહાડી આપતો હતો, છતાં, પહેલો હાથ તો તેણીને ઓળવો પડતો હતો, કોઇપણ ચીજ માટે પહેલી માંગણી તો તેણીનેજ કરવાની હતી! "હા, ત્યારે મારી અને એક ભીખારીની હાલત વચ્ચે શું ફરક?" તેણી બબડી અને ફરિ કાંઈ વીચાર આવતાં એકાએક ત્યાંથી ઉઠીને કોઈને જણાવ્યા-ચેતાવ્યા વીના ત્યાંથી સટકી ગઇ! કમનસીબ-કમઅકલ નાર તું કયાં જાય છે! અરે શા માટે તું તારા અસીલ ને ભલા ભરથારને તજી જાય છે! તેના શીતળ છાયા હેઠળ તને શું દુઃખ છે! પણ ના, તેણી કાંઇ સમજી શકતી નથી. હાથ ઓળવાનું પછી તે કોઇની પણ પાસ, જોઈયે બાપ આગળ જોઇ ભાઈ આગળ યા જોઇયે ભરથાર આગળ-તેણીને મનથી એક મોટામાં મોટી કમનસીબી, મોટામાં મોટું દુઃખ હતું. સ્વતંત્રતાના કોઈક વીચીત્ર અને વાહીયાત વીચારોએ તેણીના મગજને કાંઈ અજબ જેવી રીતે ઘેરી લીધું હતું અને તેના પરીણામે તેણી પોતાના આ તુરતના પરણેલા પતીને નાહકનો તજી જાય છે. પોતા સાથ પારકાને પણ સંતાપમાં સપડાવે છે!

તેણીનો ધણી આવી જુવે છે તો નેડ પોતાની જગાપર ન હતી! યા ખોદા, "તેણી કયાં ગઈ હશે! શા વાસ્તે ગઇ હશે!" વગેરે વીચારોએ નેડને ગોયા ઘેલો કરી નાંખ્યો.

આ વેળા જુન-નાસ્તી ભાગતી જુન-પોતાને અસલ વતન ન્યુયોર્ક જવા માટે સામે જતી ટ્રેનપર ચઢી બેસે છે. એક ડુણુકી દાઢી વાળો અજાણ્યો શખ્સ તેણીની પાછળ પડે છે! જુન ટ્રેનમાં તો બેઠી પણ ટીકીટ કયાં છે યા તો

ટીકીટ માટે પૈસા પણ ક્યાં છે! કાંઈ નહી, તુરતજ તેણીએ પોતાનું નાનું ઘડીયાળ કાઢયું અને કોઈ અજાણ્યા પેસેન્જરને તે વેંચાતુ લેવા ઓફર કરી. આ વેળા પેલો તેણીની પાછળ પડેલો અજાણ્યો આદમી—જેને હવે આપણે ગીલબર્ટ બલાઈ તરીકે ઓળખીશું તે—કંઇ હીલચાલ કરે છે અને તેણીના ઘડીયાલના પૈસા મેળવવામાં—તેણીને અજાણ્યુ રાખી—મદદ કરે છે.

તેણીની શોધમાં નીકળેલો નેડ પણ ખબર કહી પાછળ પડે છે. ટ્રેનમાં તે પોતાના ખીસામાનું ઘડીયાલ કાઢી તે માહેલી પોતાની પ્રીયાનો સુંદર ફોટો નીહાળે છે—તેણીની ગેરહાજરીમાં તેણી તરફની તેણી લાગણી વધુ જોસથી ઉછળે છે. નેડની હાલત ખરેજ દયા આણવા જોગ છે! અરેરે, પરણ્યા બાદ એક હનીમુન પણ હરીખુશીથી આખુ ગુજાર્યું નહી! એટલામાંજ પતી ગયું! અફસોસ!

ત્રણે ન્યુયોર્ક આવી પહોંચે છે અને અતરે હવે એક નવાઈ જેવી અને જોવાજોગ ભુલભુલામણી થાય છે! જુવો આ ત્રણ ત્રણ ટેક્ષીઓ એકમેકની પાછળ દોડે છે. પહેલીમાં એક ખુબસુરત નવજવાન નાર ઉદાસ ચહેરે બેઠી છે, બીજીમાં એક કરતુકી કોરગો તોઇ પોતાના શીકારની પાછળ ડોળાં ટાંકી બેઠો છે, જ્યારે ત્રીજીમાં આ બંને કોણ છે તે જોવા જાણવાની જીજ્ઞાસા ધરાવતો એક જવાન છોકરો આતુર જીગરે બેઠો છે! આ ત્રણેડે સાથ વધુ ઓળખાણની વાંચ- નારને કશી જરૂર નથી! દેખઇતું છે કે તેઓ જુન— ગીલબર્ટ અને નેડ છે. એકાએક વલાણુ આગળ નેડની મોટર થોભાવવામાં આવે છે, અને બીજા ક્રોસીગ આગળ ગીલબર્ટ સાહેબને પણ અટકાવવામાં આવે છે, એટલે આ

ત્રણે ફરી એકમેકથી છુટાં થઈ જાય છે.

જુન હવે પોતાનાં કોઇ ઓળખીતાં "બ્રોધરીંગ્સ" ને ત્યાં જાય છે અને પોતાપર વીતેલી સઘળી હકીકતોથી તેમને વાકેફ કરે છે. અને તેણી ક્યાં છે તે વીશે કોઇને પણ ચેતવણી નહી આપવા તેમને કાલાવાલા કરે છે.

નેડ પણ પોતાના નવા મકાને આવી ચડે છે અને જોગજોગે એક દીવસ જે ઘરમાં જુન આવી છે ત્યાંજ આવી લાગે છે, તેણીનું ગ્લવ અને કોઈ અંજાણ્યા આદમીના નામનો કાર્ડ જે તેણીને ટ્રેનમાં ટીકીટ ખરીદતી વેળાએ આપ્યો હતો તે હાથ લાગતાં તે ઝનુની બની જાય છે અને બ્રાધરીંગસવાળાં ફને તેનો ખુલાસો માંગે છે. મળેલા કાર્ડને સરનામે જતાં તેઓ સી. બ્લાઈની બાયડીની ભુલમાં ચડી જાય છે અને ત્યાં વળી ઓર ગોટાળો થાય છે.

જુન–બ્રધરીંગ્સવાળાને ત્યાંથી નાસી બાપને ઘર કપડાં લેવા જવા નીકળે છે પરંતુ તેઓ તો અત્યાર આગમચજ તેણીની શોધમાં નીકળી પડયાં છે અને આપણે ઉપર જોયું તેમ બી. બ્લાઈના કાર્ડ ઉપરથી તેની બાયડીને ત્યાં ભુલમાં જઈ પહોંચે છે અને પોતાની બેટી માટે તેણીને સવાલ કરે છે. મીસીસ બ્લાઇને આ ઉપરથી પોતાના ધણી માટે શક જાય છે અને તેણી પોતે પણ તેની શોધખોળમાં પડે છે. અને રેકટરને ત્યાં કોઇ અંજાણી અબલા સાથે તેને ફરતો જોઇ તેણીનાં ભીંગ ફરી જાય છે. પરંતુ તેણીનો નફકરો ખાવીંદ–ગીલબર્ટ–તેણીની કશી પરવાહ કરતો નથી. તે વળી જુદીજ ગતમાં લોટે છે.

જુન–જ્યારે નાસભાગ કરતી પોતાના બાપને ત્યાં

કપડાં વિગેરે લેવા જાય છે ત્યારે આગીલબર્ટ ફરી તેણીની પાછળ પડે છે. અને પાછળ તેણીના મા-બાપ અને નેડ પણ બીજી મોટરમાં આવે છે. તે ઉપરાંત વળી બ્લાઇની બાયડીએ પણ તે સઘળાની પાછળ મોટર હુંકારી છે અને ફરી એકવાર અકેક પાછળ દોડતી ચારચાર મોટરોની અલગાર નજરે પડે છે. ગીલબર્ટ,-જેની એકલી અને એકજ મતલબ જુનને હાથ કરવાની જણાય છે, તે હવે એક યુક્તી કરે છે અને પોતાની મોટરને આગળ હુંકારી લઈ જઇ એક ભાંગેલી બાટલીનો કાચનો ટુકડો પાછળ ફેંકી દે છે જે જુનની મોટરના ટાયરને લાગતાંજ તે ફાટી જાય છે અને અટકી પડે છે. લુચ્ચો ગીલબર્ટ પોતાની મોટર ફેરવી તેણીની આગળ આવી તેણીને પોતાની મોટરની ઓફર કરે છે. વળી તે તેમને એક ઘર બતાવે છે પણ જુનને તે પસંદ નહી પડવાથી તેણી મેરી સાથે બીજાજ ઘરમાં જઈ રહે છે.

પેલી બાજુ જુનની શોધમાં પાછળ પડેલો નેડ હાર ખાઈ ઘેર પાછો ફરે છે અને તેણીની શોધ માટે ડીટેકટીવો છોડે છે તેજ વેળા એ બદમાશ બ્લાઇની બાયડી પણ પોતાના ધણીની શોધમાં ડીટેકટીવો રોકે છે.

બીજી સહવારે એક નખરાબાજ નાઝનીન ટોમીયો-બ્લાઈના ફરમાન મુજબ જુનને મળી કોઇ કપડાનાં મોટાં સ્ટોરમાં નોકરીની ગોઠવણ કરાવી આપે છે ત્યાં મોટે ખાંચરેની ફેશનેબલ ફાંકડી નારોની ધમાલ પડે છે. જયાં જુનથી તદન ઉલટાજ ખવાસની યાને પોતાના ધણીને પઈસે ટકે ખુહાર કરનારી ફેશનની ફીશિયારીમાં ચઢી

રહેલી એક નવજવાન નાર પોતાના પતી સાથ ખટપટ કરી જ્યારે તે પઇસા માટે ના પાડે છે ત્યારે ઊધાર લેવા આવવા પણ આંચકી ખાતી નથી. કુદરતની અકેકથી તદનજ ઉલટી કરામતનો આ અજબ જેવો દાખલો પુરો પાડનારો દેખાવ સમજુ અને શયાણા જોનારને ખરેખર જોવાજોગ છે.

જુનની પાછળ પડેલા ડીટેકટીવ બર્ટ જેનો ચહેરો આબેહુબ ગીલબ્લાઈના ચહેરાને મળતો છે તે નીશફળ નીવડી નેડ આગળ પાછા આવે છે અને તેજ વેળાએ ગીલબટ બ્લાઇની પાછળ પડેલા ડીટેક્ટીવો તેની બાયડીને જઈને એવું કહે છે જે હુમોએ તમારા ધણીને નેડને ત્યાં જતો જોયો છે. ચાલો આપણે સાથે જઇયે. સઘળાં નેડને ત્યાં આવે છે જ્યાં ગીલબર્ટ બ્લાઇનો આબેહુબ મળતો ચહેરો ધરાવતો ડીટેકટીવ નેડ સાથે વાત કરતો ઉભો હતો. મીસીસ બ્લાઈ પહેલાં તો ખેદએકદમ છેડાઈ પડે છે પણ પાછળથી પોતાની ભુલ માલમ પડતાં ભારે ખેજાલત સહીત પાછી ફરે છે.

હુવે બ્લાઈ જુનને પોતા તરફ ખેંચવા માટે તેણીની મદદે જવાના ઢોંગ કરે છે અને તેજ વેળાએ જુનની મેડ મેરીને ભુલમાં જુન સમજી પાછળ પડેલો નેડ પણ ત્યાં આવી લાગતાં ફરી એકવાર ભારે ગડબડ ઘોંટાળા અને રમુજ થઈ રહે છે. બાદ ગરીબ બાપડો નેડ પોતાના કીસમતની કમનસીબી માટે હાથ દઇ વિલાપ કરતો એક ઓરડામાં એકલો ઉભેલો નજર પડે છે.

કમનસીબ જવાન અરે જે પોતાની પનોતી પ્રોયાની શોધમાં તે દોડધામ કરી અત્રે આવ્યો છે તેજ તેની

માશુક તેના પગ આગળ—હા પગ આગળજ—પડી છે તેની તેને—અફસોસ—કેટલી થોડી ખબર છે ? શું જુન તેને મળશે ? બેશક, દરેક જણ કુદરતીજ પોતાના મન સાથ આ સવાલ કરશે પણ તેનો જવાબ હાલ તુરત હમો પોતે પણ આપી શકતા નથી. આવતાં અઠવાડયાંનો આ સુંદર સીરીયલનો બીજો હફતો આ અભાગણી અબલાની કમનસીબ કહાણીમાં તમોને તે સવાલનો જવાબ સંતોષકારક રીતે આપશે એમ હમો ખાત્રી સાથ કહીશું.

---

## નવી ગવરનેસ.

### અંક થોથો—ભાગ ૧લો અને બીજો.

આપણે ગયા અંકમાં નેડને જુન અને મેરીવાળા ઓરડામાં જોઇ ગયા.

પોતાના પગ આગળ પડેલી પરણેતર જુનની કમનસીબ નેડને અફસોસ સાથે કશી ખબર પડી નહી અને તે નીરાશ થઈ તે ઓરડો છોડી ગયો. જુન અને મેરી બંને તુરતજ બહાર નીકળી નાસી જવા માટે તૈયારી કરવા મંડી ગયાં. જુન દોડાદોડી કરી પહેલી નીકળી ગઇ અને મેરી પાછળ પડી ગઇ, એટલે બ્લાઈ, જે જુન માટે હમેશ ઘણોજ ઇંતેજાર રહેતો હતો, તેની નજર જુનપર પડતાં તે તુરત પાછળ પડયો. અને નેડ મેરીને જુન સમજી તેણીની પાછળ પડયો. જુન બ્લાઈ અને મેરી સઘળાં એક ટ્રામમાં ચઢી બેસે છે. પરંતુ નેડ જરાને ખાતર તે ગાડી ચુકી જાય છે. ત્રણે હવે આવી હોટેલમાં આવી પુગે છે અને જુન અત્રે લગાર છુટકારાનો દમ ખેંચે છે.

નેડ તે તજાયલો ભરથાર જુન મળવાની ખબર તેણીના માબાપને પુગાડે છે અને સાથે સાથે મીસીસ ગીલબર્ટ બ્લાઇને પણ તેણીનો વર ક્યાં છે તે જણાવે છે. એજ વેળા મીસીસ બ્લાઇએ રોકેલા ડીટેકટીવો બ્લાઇને પકડવા બહાર પડે છે. અને પેલાજ હોટલમાં આવે છે જ્યાં નેડ પોતે પણ જુનના માબાપ અને પોતાના ડીટેકટીવોને લઈ જુન અને બ્લાઇની શોધમાં આવી ચઢે છે. અને એક ફરી અત્રે ગડબડ ઘોંટાળો થઇ જાય છે.

આપણે આગળ જોઇ ગયા કે નેડ રોકેલા ડીટેકટીવોમાના એકનો ચહેરો આબેહુબ ગીલબર્ટ બ્લાઇના ચહેરાને મળતો આવે છે, અને તેથી હાલ જ્યારે નેડના ડીટેકટીવો જુનના મા બાપને લઈ જુનની શોધમાં હોટલમાં આવે છે ત્યારે તેઓ તેને ભુલમાં ગીલબર્ટ બ્લાઈ સમજી સઘળા પકડવા જાય છે! અને બાપડો ડીટેકટીવ નાહકનો હાડમાર થાય છે! અને હજી એટલામાં કેમ પત્યું. આ મળતા ચહેરાની મહોકાણ હજી તો આગળ માલમ પડશે! કારણ, હજી આ ગડબડ સડબડ પુરી થઈ નથી અને બાપડા ડીટેકટીવનું મગજ બની ગયલા વિચિત્ર બનાવોથી શાંત થયું નથી તેટલામાં ખુદ ગીલબર્ટ પોતેજ ટોમીને લઈ ત્યાં આવે છે, અને હવે બાપડા ડીટેકટીવના મનની મુજવણ ઓછી થાય છે. હવેજ તે સમજી શકે છે કે આ સઘળી હાડમારી તો કેથી મળતા ચહેરાની મહોકાણે હતી! હવે તેના ગોઠયાઓ બદમાશ બ્લાઇને ઓળખી કાઢી પકડવા જાય છે પણ તેની રાઠોડી કાંડી તે બાપડાઓને પલવારમાં પછાડી નાંખે છે અને તેઓ લાઈલાજ થઈ મીસીસ બ્લાઇને

ખબર કરવા જાય છે જ્યાં વળી દુખઉપર ડાહમ મીસાલ તેણી તેમને સઘળાઓને પોતાના ધણીને પકડી નહી શકવા માટે સખત ઠપકો આપે છે.

આ વેળાએ જુન કોઇ વીધવા ઓકીફને ત્યાં રહેવાની ગોઠવણ કરી રહી છે, અને ત્યાં ઠરીઠામ થયા બાદ બીજી સવારે કોઈ નોકરી માટેની શોધમાં ફરે છે.

અત્રે વળી કાંઈ નવાજ ઢંગ આપણી નજરે પડે છે. એક પરણેલું જોડું નાનકડાં બાળક બેટી સાથે સુખમાં દહાડા પસાર કરે છે પણ કોઇ અવર ચોઘડયે તે ઘરધણીયાણીને ફેશનની પીશ્યારી સુજ પડે છે અને રફતે રફતે તેણી તેમાં એટલી તો આગળ વધે છે કે પોતાના અત્યાર સુધીના સુખી સંસારને હાથે કરી સીહા બનાવી દે છે. ઘરધણીની વેપારમાં કંઈક મુશકેલીથી આવક ઓછી થવા છતાં ખરચ વધુ ને વધુ થતોજ રહે છે. નવી ગવરનેસ તો બેબીને માટે જોઇયેજ જોઇએ——માગણી ભરથારે તે માંગણી મંજુર કરી એટલે જુન તેમને ત્યાં ગવરનેસ તરીકે નોકરીએ રહી. રસ્તે ફરતાં એક દીને નાની બાળકીએ બ્લાઈની લીમોઝીન ( મોટર ) ગાડી જોઈ અને ઘેર આવી તોફાન કર્યું એટલે બાપડાએ ગમે એવી કંગાળ હાલત છતાં મોટરબી અપાવી ! પરંતુ એમ કયાં સુધી ચાલે ! કમનસીબે વળી અત્રે તેને વેપારમાં ભારે ખોટ આવી અને બાપડો રાત અને દીન હાય અફસોસમાં દહાડા પસાર કરતો હતો અને જુનને કાને આ વાત આવતાંજ તેણી ત્યાં રહેવાંનુ નામુનાસેબ ધારી તે નોકરી વગર કહવે પુછવે છોડી જાય છે. કારણ, જે સીઝ, જે નાચીઝ, તકલીદી પૈસો

જે સ્વતંત્રતાને ખાતર તેણીએ પોતાના જાનથી જયાદા ભરથાર વટીકને ટરક કર્યો તેજ તકલીફ્ર અને ધિક્કારવા જોગ પૈસાનો સવાલ તેજ સ્ત્રીની ભીખાર અવતાર અત્રે પણ સુખી સંસારને નાહકનો સીહા બનાવતો હતો,

જુન આ નોકરી છોડી તો ગઇ પણ ત્યારે હવે પોતાનું પોષણ કેમ કરવું ? હાથ ઓળવું યા કોઇના પરાયા આશરે રહેવું તો તેણીને મનથી કડવું ઝેર જેવું હતું. ત્યારે હવે ખાવું-કડવું કોણને ? પૈસો કયાંથી પેદા કરવો !

આખરે ફ્રરી એકવાર જુઠી જંજાળ અને જહેમત ખેડતી જુન-આ પોતાના ભલા ભરથારનો શીતળ છાયો નાહકનો છોડી આવેલી નાસ્તી-ભાગતી જુન-નવી નોકરી માટે પાછી દોડધામ કરી રહી છે. તેણીપર બુરી નઝર ધરાવતો બદમાશ ફ્લાઇ ફ્રરી તેણીને ફ્રસાવવાની મતલબથી મદદ કરવા માગે છે અને એક નોકરી માટે ગોઠવણ કરી આપે છે. અફ્રસોસ! જુન, તું કોણ નીચકાર નહેસ્ત ઇન્સાનના સપાટામાં સપડાય છે તેની તને કેટલી થોડી ખબર છે! અફ્રસોસ!

---

અંક પાંચમો—ભાગ ત્રીજો અને ચોથો.

ત્યારે જુન ફ્લાઇની મારફ્રતે નવી નોકરીએ ગોઠવાઈ તો ખરી ? પણ કયાં ? આપણને સારી રવેશે રોશન છે કે ફ્લાઇ સાહેબ કેવા જમાનાનાં ખાધેલ હતા. તેમની પોતાની વર્તણુંક, તેમની સોસાયટી અને સાથીઓ સઘળું આપણે જોઇ ગયા અને તે ઉપરથી આપણે ઘણીજ સહેલઇથી અનુમાન કાઢી શકયે કે તે એક પહેલા નંબરનો પ્રપંચી

હતો. એટલે તેવા એક પ્રપંચી આદમીની મારફતે નોકરી તે કયાં અને કેવી મળે તે ધારવું આપણા માટે આજી મુશ્કીલ કામ તો નથીજ.

ટુંકમાં બદમાસ ખ્લાઇએ પોતાના જુગારખાનામાં જુનને નોકરીએ રખાવી. જુન જેવી એક પૈસા માટેની સ્વતંત્રતા ખાતર આટલી આટલો જેહમત ખેચનારી અને હાથે કરી નાહકની હેરાન થતી અબળા એક જુગારખાનામાં જાણી જોઇને નોકરીએ રહે એ બનવાજોગ તો છે જ નહી. કેવા દગાફટકાથી અને કેટલી અંજાણપણે તેણીએ તેણીને મનથી ' જીવતાં દોજખ ' મીસાલ ગણાતાં ઘરમાં નોકરી રહી છે, તેનું તેણીને મુદલ ભાન નથી. એકાંતની વેળાએ ફરીફરી તેણાને નેડ હઇયે ચઢી આવે છે પણ ખલાસ—હવે તો સઘળું રંધઈ ચુકયું એટલે આ સઘળી હાડમારી ખમ્યાં સીવાય છુટકોજ નહી.

જુનને થોડો વખત એકલી છોડી હવે આપણે સુધરેલા દેશની બઝારનો કંઈક ખ્યાલ મેળવ્યે. જુવો આ સઘળી ગડબડ સડબડ અને લોકોની ભારે ગરદી વચ્ચે એકાદ બે ઓળખીતા ચેહેરા આપણી નજરે પડે છે. જુનની જુની દાસી ' આન્ટે ડેબ ' આજ હુયાં બજાર ખરીદી કરવા આવી છે. જયાં વળી હાલ જુનની નાસભાગ કરતી ગવરનેસ મેરી પણ ભોગ જોગે આવી લાગે છે બુઢી દાસી તુરત મેરીને ઓળખી કાઢી જુન માટેની ખબર પુછે છે અને મેરીને ઘસડીને ઘેર લઇ જવા માગે છે. ભર બઝારમાં લોકોની ભારે ગીરદી વચ્ચે ખેંચતાણ કરતી આ બે અબ-ળાઓનો દેખાવ લગાર રમુજ ઉપજાવે છે. પોલીસ મેરીની

તરફથી વચ્ચે પડે છે અને બુઢ્ઢાના હાથમાંથી તેણીને છોડવે છે. પરંતુ 'આન્ટે ડેબ' તુરતજ દોડતાં કે ઘર જઇ નેડને આ સઘળી હકીકતથી વાકેફ કરે છે અને જોઇ લ્યો હવે અત્રે સઘળી ધમચકરી. નેડ પોતાની સાથે ડીટેકટીવોને લઇ મારામારીવાળી જગાએ આવે છે, પરંતુ તેઓની અત્યંત નાસીપાસી વચ્ચે તેમને મેરી યા જુન માટેની કશી ખબર ત્યાંથી મળતી નથી. તેઓ નીરાશ થઇ પાછા રસ્તે પડે છે અને પુછતાં પુછતાં પોલીસ પાસેથી તેઓ જુનના રહેઠાણની કંઈક ખબર મેળવવા પામે છે. પરંતુ ખબર મુજબ ત્યાં જતાં તેઓને જુન યા તો મેરી બેમાંથી એકનો પણ પતો લાગતો નથી.

દોરંગી દુનીઆનો વળી કાંઈ જુદોજ રંગ અત્રે નજરે પડે છે. આગળ આપણે બે સંસારી ચીત્રો જોઇ ગયા. એક આ વાર્તાની નાયક જુનનુ, બીજુ પેલી ફેશનની પ્રીશી. યારીમાં અટવાયલી અબળાનું, હવે આ ત્રીજું ચીત્ર જુવો. આ પણ એક સુખી જોડું છે. ઘરધણી એક ઘણોજ અશ્રાફ અને અસીલ આદમી છે. એકજ વાતે તેની બાયડી નારાજ છે અને તે એકે દરેક વાતે તે ભલો છે, પરંતુ—કાંઇ ચોક્સ કારણોસર તે તેણીને દર મહીને ચોક્કસ કારણોસર ચોક્કસ રકમજ ખરચ તરીકે આપે છે. વધતું ઓછું કાંઇજ નહીં. હવે કોઈ બુરે ચોઘડયે આ સરવે વાતે સુખી સ્ત્રીને જુગારનો બુરો લખ લાગે છે હરહમેશ તેમાં તેણી પોતાનું નાણું ખુહાર કરી પઈસા વગર હાથ ચોળતી બેસે છે. અને "હાર્યો જુગારી બમણું"

રમે ” તેમ ઉધાર ઉછીનું લઇ તેણી પોતાના કરજમાં વધુ અને વધુ ઉમેરો કરતીજ જાય છે.

બદમાશ બ્લાઈના જુગારખાનામાં તેણી એક હંમેશની પરોણી છે. હાલ પણ તેણી પોતાનું ગજવું ભરવાની આશાથી આ બુરી રમતમાં ઝીંપલાવે છે. પરંતુ કીસમત યારી આપતું નથી એટલે તેણી સઘળું ગુમાવતીજ જાય છે. તેણીનું કરજ બહુ વધી જાય છે અને હવે તેણીના ધણીને આ વાતની ખબર કરવામાં આવે છે. તેની સ્ત્રી એક જુગારખાનામાં પણ જાય છે અને પોલીશને ખબર આપી તુરત પોતે ત્યાં આવી પહોંચે છે. પોતાના ધણીને જુગારખાનાંમાં આવેલો જોઇ તે સ્ત્રી એકદમ હરણફાડ થઇ જાય છે અને ખાનામાંથી રીવોલવર કાઢી આપઘાત કરવાની કોશેશ કરે છે, જેવામાં જુન ત્યાં આવી લાગતાં તેણી તે કમનસીબ અબળાને વખતસર બચાવી લે છે. સ્ત્રીની શોધમાં નીકળેલો ભરથાર આ બનાવથી તદન ગભરાઈ જાય છે અને જુનની સમજાવટથી આ બંને ધણી ધણીયાણી સલાહ કરી તે ન્હેસ જગા સદાને માટે છોડી જાય છે. પોલીસ ત્યાં આવી લાગતાંજ બદમાશો પોતાના મકાનને હાથે કરીને આગ લગાડે છે અને આવી રીતે આ જુગારી ટોળીનો ભેદભરમ અંધારામાંજ રહેવા પામે છે.

## અંક ૬ ઠો—ભાગ ૫ મો અને છઠો.

## ઓકેફના ઘર ઉપર ઘેરો.

આગવાળા મકાનમાંથી જુન બહાર પડતાં તુરતજ ગીં ફ્લાઇ તેણીની પુઠે પડયો, આ વેળા સામી બાજુની ગાડીમાંથી પસાર થતા નેડની નજર જુન ઉપર પડી અને તે પણ તુરત પાછળ પડયો. રસ્તે ચાલતાં રહાદારી–સીપાઈઓ વગેરેને પુછતો એક બાજુ ફ્લાઈ અને બીજી બાજુ નેડ બંને આગળ વધતા હતા. આખરે નેડ વીધવા ઓકીફ જેણીને ત્યાં જુન રહેલી છે, ત્યાં આવી પુગે છે. પણ ત્યાંબી કશો પ-તો મળતો નથી.

આ બાજુ ફ્લાઈ પોતાની ગોઠવણ ચાલુજ રાખે છે. એકવાર ફરી તે ટોમી થોનસની મદદ વડે જુનને સપડાવવાની કોશેશ કરે છે. જુન માટે ફ્લાઇની આટલી બધી ઇંતેઝારીથી ટોમીને કુદરતી રીતે અદેખાઇ ઉત્પન થાય છે અને તેણી પહેલાં તો ફ્લાઇને મદદ માટે ના પાડે છે પરંતુ આ ભેદભરમ ભર્યો માણસ પોતાની તેવીજ ભેદભરી યુકતીથી આ નાદાન અબળાને સહેલાઈથી વશ કરે છે અને હવે તેણી જુનની શોધમાં બહાર પડે છે. યુકતીથી તેણી જુનને પોતાનીજ મોટરમાં રસ્તેથી બેસાડી દે છે અને નોકરીએ રખાવવાની એજન્સીમાં લઇ જાય છે જયાં જુન જતાં અચકાય છે કારણ એજ જગાએથી તેણીને પેલી જુગારખાનાવાળી નોકરીએ મોકલવામાં આવી હતી. ટોમી તુરતજ એક બીજી યુકતી અજમાવે છે અને પોતાની કોઇ ઓળખીતી મીસીસ વીલારડને ટેલીફોન કરી તેણીને ત્યાં

કમ્પેન્યન તરીકે જુનને નોકરીએ રાખવાની ગોઠવણ કરે છે. ભોળી જુન આ સઘળી વાતથી અંજાણ હતી અને તેણી તદ્દન ભોળાપણામાં નવો નોકરીની ઉમેદ અને ઉલટમાં મીસીસ વીલારડને ત્યાં જાય છે અને નોકરીએ રહે છે.

મીસીસ વીલારડ પોતાની બહોળી મીલકતોના ભાડુતોની ચોકસ દીવસોએ મુલાકાત લે છે અને સાથે જુનને પણ લઈ જાય છે. ત્યાં જુન કાંઈ નવોજ અનુભવ મેળવે છે. એક પછી એક પોતાની ગરીબ ભાડુતોને પોતાનો તરફની કંઇ ભેટ સોગાદ આપતાં તેઓ આગળ વધે છે અને એક મકાન આગળ આવતાં ત્યાં એક ગરીબ સ્ત્રીને કોઇની ઇંતેઝારીથી રાહ જોતી જુવે છે. તેઓ તેણી આગળ જાય છે. અને પોતા તરફની ભેટ આપે છે જેવામાં બબાની અસરની બહારમાં લપેરા ખાતો એક ચીંઠરેહાલ શખસ ત્યાં આવી પુગે છે. તેનો દેખાવ એક ગરીબ મજુર તરીકેનો ભાસ આપે છે. તે પેલી ગરીબ સ્ત્રીનો ભરથાર છે જે આજ પગાર હોવથી પીઠાંની ખબર લઈ હમણાજ ઘરે આવ્યો છે.

મુલાકાતથી ઘેર આવ્યા બાદ જુનને એકાંત વેળાએ ફરી નેડનો યાદ થાય છે અને વળી પેલા છાકટા ગરીબ કામદાર અને તેની સ્ત્રીનો દેખાવ પણ તેણી સ્વપ્નામાં જુવે છે. તુરત તેણી તે ગરીબ સ્ત્રીને ઘર જાય છે અને ખુલાસો પુછતાં માલમ પડે છે કે તે એક ગરીબ જોડું હતું અને બીજી ત્રીજી વાતચીત બાદ તે સ્ત્રીએ જુનને કહયું કે હમેશ પગારને દિવસે છાકટો ધુન થઈ આવી મારે માટે ઝાડનો એકાદ રોપો હમેશ ભેટ તરીકે લાવે છે અને હજી તો વાતચીત થતિ હતિ તે દરમ્યાન તે છાકટોજ તેમના ઓરડામા આવ્યો

અને હમેશ મુજબ પોતાની સ્ત્રીને ડરાવવા લાગ્યો. સ્વભાવની તે નરમ સ્ત્રી ડરવા લાગી પરંતુ જુને વચ્ચે આવી તે છાકટા સામે ડોળા કકડાવ્યા એટલે તે તદન નરમ થઈ ગયો. હવ તેની સ્ત્રીને શુર છુટયું અને તેણીએ જે ઝાડનો રોપો તે તેણીને માટે ભેટ લાવ્યો હતો તેજ તેની તરફ છુટો ફેંકે છે. આ સઘળા ગડબડ ઘોંટાળાથી લગાર ગભરાઇ જુન ત્યાંથી નાસી જાય છે અને ઘેર આવે છે.

સવારે બહાર જતી તેણી ફરી આ કમનસીબ જોડાની મુલાકાત લે છે જ્યાં તેણીની અત્યંત અજાયબી અને ખુશા લી વચ્ચે તેણી જુવે છે કે બંને સંપીલા બની સુધરી ગયા છે. આગલી સાંજનો છાકટો અને ચીંઠરે હાલ ભરથાર હાલ એક શુદ્ધા સાચ્યા સાદા પરંતુ સફાઇદાર કપડામાં સજ થયલા ગૃહસ્થ મીસાલ તેણી સાથ વાતચીત કરે છે અને પોતાની કફોડી ચાલ માટે પસતાવો કરી ફરી એમ કદિ નહિ કરવા કબુલાત આપે છે. અને આવી રિતે જુનની વચે પડવાથી એક સંતાપમાં સપડાયલું દુખી જોડું હમેશના હમેશના હસ્તા રમતા સુખી જોડામાં ફેરવાઇ ગયું.

પોતાની પ્રીય પરણેતરની શોધમાં પડેલા નેડને હવે ફરિ કાંઇ બાતમી મળે છે અને પોતાના ડીટેકટીવોને તેણે વીધવા ઓકીફના ઘર આસપાસ ફરિ વળવા હુકમ કર્યો. પરંતુ એકવાર ફરી તેઓ બાપડા પોલીસને હાથે હાડમાર થઈ નીરાશ અને નાસીપાસ થયલા નેડ આગળ પાછા ફરેછે.

---

## અંક ૭-ભાગ-૧
## હાવપેચ.

આપણે નેડના ડીટેકટીવોને મીસીસ ઓકીફના ઘર આગળ પહેરો ભરતા જોઈ ગયા. તેમજ મીસીસ ઓકીફના કહેવાથી પોલીસના શીપાઇઓએ તે બાયડીઓને કેમ હાંકી કાઢયા તે પણ આપણે જોઈ ગયા.

આ બાજુ બદમાશ બ્લાઇ કંઈ નવીજ યુક્તી કરી રહયો છે. જુનને પોતાના સકંજામાં સપડાવા માટે તેણીને કેથે દુર લઈ જવી જોઇયે કે જેથી ત્યાં તેણીની દાદ ફરીયાદ સાંભળનાર કોઈ ન હોવાને લીધે તેણી તેને સહેલાઈથી શરણ થઇ શકે, આવા વીચારથી તે તેણીને બરમ્યુદા ખાતે લઈ જવાનો મનસુબો કરે છે. અને મીસીસ વીલારડને તે મુજબ ચેતાવે છે, અને જુનને બે વાગતે બોન્ડ સીક્યુરીટી બીલ્ડીંગમાં ના૦ ૧૦૫૧ વાળા ઓરડામાં લાવવા તેલીફોન કરી ફરમાવે છે, મીસીસ વીલારડ જુનને ભલતુંજ કહે છે જે "આપણે કેનીને પીન્કહેમની ઓફીસમાં જઈ ચેછ ? બિચારો તદન વેચાયલો વર છે, બસ ઘેર બધુ બૈરીનુંજ ચલણ !" આવી રીતે ઉધું ચતું સમજાવી પટાવી આખરે મોસીસ વીલારડ જુનને કબુલ કરાવે છે અને તેઓ સઘળાં ના. ૧૦૫૧ વાળા ઓરડામાં જવા તૈયારી કરે છે.

પીન્કહેમની બાયડીનું દાસ્તાન સાંભળી ફરી જુનને નેડની યાદ થાય છે. હવે, હા હવેજ, તેણી કાંઇ સમજી શકે છે કે પોતાની અને નેડની મુસ્તકામ મહોબત વચે પૈસાનો પોકળ સવાલ આવવો નહી જોઈતો હતો ? મગર અફસોસ, હવે તો સઘળું ઉલટાઇ ગયું! હવે તે

વીચાર બહુજ મોડો હતો. હવે એવો ધખારો પણ કરવાની ફરી જરૂરજ ન હતી. કારણુ તેણીએ પોતે પોતાના હાથે પોતાના પગમાં કોહાળી મારી હતી, એટલે હવે તો જેપણુ વેદના થાય તે મુંગે મ્હોડે સહન કરવાનીજ. કાંદો ખાઇને મોઢું કોને સુંઘાડવા જવું ? પણ સબુર આપણે આપણી વાતથી વેગળા ગયા.

અત્રે પીકન્હેમની ઓફીસમાં અને આસપાસ શું મામલો છે તે જોઇયે,

આ વેળા લન્ચનો વખત થયો છે સર્વ પોતાના પેટની પુજા કરવા પડયા છે, જુન, નેડ, બ્લાઈ અને ટોમી, મી. પીન્કહેમ, મીસીસ બ્લાઇ વગેરે સઘળા પોતપોતાના મનમાં ભવિષ્ય માટેના પ્લાનો રચતાં અને ખાસ કરી આજે બપોરે બે વાગે બનનારા બનાવોનો વીચાર કરતાં કોઇ ખુશાલ તો કોઇ ગમગીન ચહેરે ખાણું ખાતાં નજરે પડે છે. લો ચાલો કોઈ ખાવા બેઠાં હોય ત્યાં ઘણું જોયા ન કરયે.

ખાણું પુરૂં થયું છે. બે વાગવાને થોડોક વાર છે. પીન્કહેમની ઓફીસમાં ગડબડ ઝાઝી છે કારણ ત્યાં નવા પરોણાઓની હાજરી વખતના વહેવા સાથ વધતીજ જાય છે. પહેલાં જુન મીસીસ વીલાર્ડ સાથે આવે છે. બંને ઠરીઠામ થવા બાદ મીસીસ વીલાર્ડ જુનને સમજાવે છે "મી૦ બ્લાઈ આપણે માટે એક નાની દરીયાઈ સહેલગાહની ગોઠવણ કરે છે અને આપણે જયાં બેઠાંછ તે બોટવાળાઓના ઓફીસ છે.–" એક દરીયાઇ સહેલગાહનું નામ સાભળતાંજ ખુશી થવાને બદલે જુન એકદમ છેડાઇ પડ. "હું કદી તમો સાથે આવનાર નથી. નેડથી એટલો બધી દુર જવા

હું ઇચ્છતા નથી.” ગુસ્સામાં તેણી પાસેના ઓરડામાં ચાલી જાય છે. હવે આ ઓરડો અને બ્લેધરીંગની ઓફીસ બંને તદ્દન સામસામેજ હતાં એટલે એક ઓરડામાં બનતા બનાવો બીજા ઓરડામાંથી તદ્દન સહેલાઈથીજ જોવાઇ શકતા હતા. જુન છેડાઇને જવા બાદ બ્લાઇ ટેમીને લઈ ત્યાં આવે છે અને વળી મીસીસ પીન્કહેમ પણ ત્યાં આવે છે આ વેળા તેણીનો વર જુનને બરમ્યુદા ખાતે તેઓની સાથે સહેલગાહે આવવા સમજાવે છે અને તેણીને સુંદર દેખાવો સાથના ફાંકડા ફોટોગ્રાફો બતાવે છે. તેની બાયડી એકાએક ઓરડામાં ઘુસી આવે છે અને બાયડાને વીટારી ખાય છે “મને જે જોઇયેછ તે તો તમારાથી આપી શકાતુ નથી તો તમારો વખત અને પૈસો ઓફીસમાં કામ કરતી જુવાન છોકરીઓ પાછળ બરબાદ કરવાનું કેમ બની શકે છે?” બાપડો પીન્કહેમ તો ફુગલાઇને પોતાની પરણેતરનુ મ્હોં, ટીકતોજ રહી ગયો, જયારે જુન–કમનસીબ જુન–તો મીસીસ પીન્કહેમના આ ધડાકાથી ફાટીજ ગઈ!

હવે આ સઘળો રાહઘાટ પાસે આવેલી બ્લેરીંગસની ઓફીસમાંથી ખુલ્લો નજર આવતો હતો એટલે તુરતજ બોબીએ નેડને ટેલીફોન કર્યો અને સઘળું હાઉસન જાઉસન જુનની શોધમાં નીકળ્યું. પરંતુ તેઓ સઘળાં ત્યાં આવી પુગે તે આગમચ તો જુનને લઈ મીસીસ વીલારડ નીકળી પણ ગઇ. એટલે ફરી એકવાર આ બાપડાઓ નીરાશ અને નાસીપાસ જીગરે પાછા ફરે છે.

મીસીસ બ્લાઇ પણ પોતાના ધણીની શોધખોળમાં ત્યાં આવ છે પણ ફોકટ કોઈ કશી દાદ આપતું નથી.

એટલે ફફડી ચટકી તેણી પણ ત્યાંથી ચાલી જાય છે.

જુન અને વીલાર્ડને લઈ જતી મોટર એકાએક શોફરના કાબુમાંથી છટકી જાય છે અને આમતેમ દોડાવતાં તે એક ટેકડી ઉપરથી નીચે ગબડી પડે છે. ભાગીને ભુકો થઇ જાય છે!

---

અંક ૮ મો.

# નેડના દુશ્મનો.

અરે પણ આ અકસ્માતવાળી મોટરમાં બેઠેલી જુન અને મીસીસ વીલાર્ડનું શું થયું ? અફસોસ, તેઓ આ અણધાર્યા અકસ્માતનો ભોગ થઇ ગંભીર રીતે ઇજા પામ્યાં છે! તેમની પાછળજ હુંકારતા બ્લાઈ, ટોમી અને કનીંગહેમ તરતજ અકસ્માતવાળી જગાએ આવી પુગે છે અને ગંભીર રીતે ઘાયલ થયલા શોફર તેમજ મીસીસ વીલાર્ડને ટોમી અને કનીંગહામના આશરા હેઠળ સોંપી બ્લાઇ પોતે જુનને ઉપાડી જાય છે. ત્રણેડે ઈજા પામેલાએને હોસ્પીતલમાં લાવવામાં આવે છે અને બ્લાઇની અરજથી હોસ્પીટલનો વડો ડા૦ રેમર જુન અને મીસીસ બ્લાઇને પાસે પાસેના ઓરડામાં રાખે છે.

હવે આ સઘળાંને છોડી આપણે લગાર નેડ તરફ ફરીશું, પોતે રોકેલા ડીટેકટીવ તદ્દન માથે પડેલા હોવાથી તેમની પર ફફડી ચટકી તે જુનનો ફોટોગ્રાફ લઈ લે છે અને તેમને હાંકી કાઢે છે.

આ વેળા એક બીજોજ ડીટેકટીવ નેડ આગળ આવે છે અને ફક્ત એકજ વાર તેને અજમાવી જોવાની અરજ કરે છે. નેડ તેને જુનવાળો ફોટોગ્રાફ આપે છે જે લઇ તે કાંઈ નવી બાતમી મેળવી નામ કાઢવાના ઈરાદાથી ત્યાં જાય છે.

ને એક હોટેલમાં પોતાની તરસ છીપાવા ગયો અને પોતે માથે લીધેલાં કામ માટે હવે પછી શું શું યુકતીઓ રચવી તે માટેના વીચારો કરતો બેઠો હતો જેવામાં પાસેનાજ ખાચામાં કોઈ બે મીત્રોને કાંઈ વાતો કરતા માલુમ પડયા. તેઓ પેલા જુન અને મીસીસ વીલારડવાળી મોટર ને થયલા અકસ્માત વીષે વાતચીત કરતાં હતા. તેઓમાંનો એક જેણે દેખાવ નજરો નજર જોયો હતો તેણે પોતાના મીત્ર આગળ આ અકસ્માત કયારે અને કેમ બન્યો, પાછળ ગીલબર્ટ બ્લાઇ–ટોમી અને કનીંગહામ કેમ આવ્યા તેઓએ કેવી મદદ કીધી અને બ્લાઇએ પોતે જુનને પોતાનાં સાથેજ રાખવા કેવી તાલ કરી વગેરે સઘળી હકીકત અવલથી આખર સુધી કહી સંભળાવી. વળી એટલુ પણ કહ્યું જે તેને બ્લાઈ વીશે કાંઈ સારૂ મત નહી હતું. તે કોઇ ઉઠાવગીર માલુમ પડતો હતો અને તેને શક જવાથી જ્યારે તે જુનને ઉપાડી જતો હતો, ત્યારે તેણે છુપી રીતે તેમનો “સ્નેપશોટ” પણ લઇ લીધો હતો. આ સઘળી વાતચીત બરટન–નેડનો નવો ડીટેકટીવ–પાસેથી છુપાઇને સાંભળતો હતો અને વળી તેવીજ છુપી રીતે તેના ખીસામાં પેલો સ્નેપશોટ લઇ નાશી પણ ગયો અને નેડને આવી મળ્યો તેઓ બંને હવે ત્યાંથી

મીસીસ બ્લાઇને ઘર જોય છે, અને તેણીને લઇ સઘળા બ્લાઈની ક્લબમાં જાય છે. દરવાજા આગળના ચોકીઆને તેમને અંદર જવાની ના પાડવાથી મીસીસ બ્લાઈ એકલાં અંદર ગયાં. આ વેળા ગીલબર્ટ બ્લાઇ તુરતજ ત્યાંથી છુપે રસ્તે પોબારા માપી જાય છે અને તેની બાયડી તેની શોધમાં નાહકના ફાંફાં મારી પાછી ફરે છે.

બહાર ઉભેલા નેડ અને બરટનને દરવાજાવાળા સાથ સાથ ખટપટ થતાં તે તેમને ધક્કા મારી હાંકી કાઢે છે. અને બરટનની નજર તેજ વેળા બીજે રસ્તે બહાર પડેલા બ્લાઈની ઉપર પડતાંજ તે તુરત તેની પુંઠે જાય છે પરંતુ બદમાસ બ્લઈ ફરી પોતાની બદમાસી ચલાવી બાપડા બરટનને થાપ આપી વટી જાય છે.

હોસ્પીતલમાં જુન જલદીથી સાજી થાય છે અને પોતે સારવાર કરવાને શક્તીવાન છે એમ જણાવી નર્સ તરીકે નોકરી રહેવા માંગે છે. પોતાની પહેલી ફરજ તેણી શોફર જો તરફ બજાવે છે અને તેની સારવાર કરે છે તેવામાં જોની બાયડી ત્યાં આવી ચડે છે અને ફરી અંતે પૈસાનો કંઈ સવાલ આડો આવતાં જો લગાર ઉશકેરાઇ જાય છે. તેણીની હાજરીથી જોનુ લોહી વધુ કળીને તેની ગંભીર હાલતમાં તેને કંઈ વધતુ ઓછુ નુકસાન થઈ જાય એમ સમજાવી જુન જોની બાયડીને ત્યાંથી ચાલી જવા કહે છે.

તેણીના ત્યાંથી જવા બાદ જુનને વળી પોતાની એક બહેનપણી નરસ સાથ સારી ઓળખાણુ પડે છે અને બંને સુખ દુખની વાટે બેઠાં છે જેવામાં સુપરીનટેન્ડન્ટ સાહેબને તમારી સાથે કંઇ વાત કરવા માંગેછ એ મુજબનું કહેણુ

આવતાં જુન આ સુપરીનટેન્ડન્ટ સાહેબને મળવા જાય છે. પરંતુ તેણીની અત્યંત અજાયબી અને ગભરાટ વચ્ચે જુએ છે તો આ સુપરીનટેન્ડન્ટ સાહેબ બીજા કોઇજ નહી પરંતુ ગીલબર્ટ બ્લાઇ પોતેજ હતા ! ! આ ભેદ ભરમ ભર્યા ભયંકાર આદમીએ કોણ જાણે જુનના કાનમાં વળી શું ફુંક મારી તે બાપડી એકદમ ડઘાઈજ ગઇ અને તેના કહેવા મુજબ ચાલવા કબુલ થઈ ગઇ. પોતાના હાથ ધરતાં ધણીને પરાયો સમજી તરછોડનાર અભાગણી અકકલહીણુ અબલા કેવી કઢંગી રીતે આ પરાયા પરંતુ ભયંકર ઈનસાનના સપાટામાં સપડાઇ છે તેનો તેણીને એક ઉડતો ખ્યાલ પણ નથી ! !

વીલારડને બ્લાઈ સમજી બરટન તેની મોટર પાછળ વળગી પડયો, અને તેનું ઘર જોઇ જઇ જુનને પણ ત્યાંજ સંતાડી હશે એ વીચારથી તે નેડને પોતાની નવી શોધથી વાકેફ કરવા ગયો, હવે જોઇયે હ્યાં શું રંગ જામે છે?



અંક ૯.

## ફસ્યો.

બારટનને લઈ નેડ તુરતજ વીલાડના મકાન તરફ ગયો અને બંતે છુટા પડી પોતાના શીકારની શોધ કરવા લાગ્યા એ વેળા મી. બ્લાઈ મી. વીલાર્ડ સાથ પેલા મોટરવાળા અકસ્માત વીષે વાતચીત કરે છે. પોતાની પરણેતરને મળવાના હરખમાં મી. વીલારડ દોડધામ કરતો ઘર જાય છે. પરંતુ તેણી તરફથી ઠંડો આવકાર મળતાં ત તદન

ફસલાઈ જાય છે. બ્લાઈ વચ્ચે પડે છે અને કંઇ ભેદભરી હીલચાલ કરી મીસીસ બ્લાઇને પોતાના ધણીને સારી રીતે આવકાર આપવા કહે છે. હવે મી. વીલારડ, આમતેમ ફરે છે તેવામાં તેમની નજર ટોમી ઉપર પડે છે અને તેવણુની આંખ્યો ચમકી રહે છે! ટોમી ગોયા આ આદમીને અચ્છી તરેહ પીછાણતી હોય તે મીસાલ તેના ફુરજ રહે છે. અને તુરતજ જુનને એકાંતમાં લઈ જઈ તેણીને આ બુરી નજરના બદમાસથી સાવચેત રહેવાની ચેતવણી આપે છે છે. કેવી રીતે અકેક પછી અકેક તેણે તેણીને પોતાને તેમજ ત્રણુ ત્રણુ નીર્દોષ અબળાઓને ફસાવી તેનો સઘળો હેવાલ જુન સનમુખ કહે છે.

જુનની દાસી મેરી મોટરમાં એકલી ફરવા જતી હતી તેવામાં તેણીની નજર ત્યાં ભમતા નેડ ઉપર પડે છે. પોતાની શેઠાણી જુનને બચાવવાના ઇરાદાથી તે પોતાના શોફરને નેડને ફસાવી પકડી લાવવા કહે છે અને બાપડો નેડ નાહકનો સપડાઈ જાય છે. તેને બાંધીને એક ખુણામાં બેસાડવામાં આવે છે. અને તે નાસી ન જાય માટે બબે ચોકીબાનોને ત્યાં બેસાડવામાં આવ્યા છે. તેઓને ઉંઘમાં પડેલા જોઈ નાસવા જતાં નેડ બબેવાર સપડાઈ જાય છે, હવે તેઓને કોઇ બીજે ઠેકાણે કામે મોકલી મેરી પોતે ત્યાં પહારો ભરે છે. નેડ ઉંઘી જવાના ઢોંગ કરે છે અને તેને ખરેખર સુતેલો સમજી મેરી કાંઈ કામનેસર ત્યાં દૂર થાય છે જે તકનો લાભ લઇ નેડ ત્યાંથી પોતાને હાથે છુટી નાસી જાય છે.

હવે બ્લાઇ જુનને બરમ્યુદા લઇ જવાની તૈયારી કરે

છે. રખે તેણી ના પાડે એ વિચારથી તે ત્યાંના અતી સુંદર અને દીલપઝીર દેખાવોનું વીસ્તારીને વર્ણન કરે છે અને આખરે જુન—ભોળી—જુન—આ કરસેવજના કરાસ્તાનનો ભોગ થઇ કોઇ કમનસીબ ચોઘડચે સુંદર દેખાવો જોવાની ઉલટમાં તેમની સાથે જવાની હા પાડે છે.

સઘળે તૈયારી થઇ રહી છે. જુનું પણ સુંદર ફાંકડા પોશાકમાં સજ થઈ લગાર લહેરે લહેરે આમ તેમ લટાર મારે છે. કમનસીબે ત્યાં નીઝનઝરનો વીલારડ પણ આવી લાગે છે અને જુનને એકલી જોઈ તેણીની કબસ હાલતનો લાભ લેવાની નીચ યુકતી કરે છે. અને આ હવસી હયવાન કદાચ પોતાની બુરી બાજીમાં ફાવી પણ જતે પરંતુ નના સારા નસીબે ત્યાં એકાએક મેરીની સાથ આવેલો તેણીનો માનીતો કુતરો ત્યાં આવી લાગે છે. અને આ નીમકહલાલ પ્રાણી પોતાની શેઠાણીપર નીચ હુમલો કરનાર વીલારડના અાંગ ઉપર એકદમ ધસી જઇ તેને તદન લાઇલાજ અને લોહી લુહાણુ કરી નાખે છે.

સઘળુ સમાધાની થવા બાદ હવે તેઓ સ્ટીમર 'બરમ્યુડીયન' પર જવા તેયાર છે. આ વેળા નેડનો ડીડેકટીવ બરટન તેમની વાતચીત છુપાઈને સાંભળી લેછે અને તુરતજ નેડને લઈ તે સ્ટીમર પકડવા નીકલી જાય છે. સઘળાં સ્ટીમર ગયાં છે અને છેલ્લાં જુનના માનીતા કુતરાને લઇ ચઢી જાય છે. સ્ટીમર ઉપડવાની અણીપર છે જેવામાં ત્યાં નેડ અને બરટ હાંફતા હુકતાં આવી છે. તેમને ઉપર જવા દેવામાં આવતાં નથી એટલે બીજે રસ્તે સ્ટીમર ઉપર જવા

તેઓ કોશેશ કરે છે. જુનની નજર તેઓપર, પડતાંજ તેણી ગભરાય છે અને લગભગ બેહોશ થઇ જાય છે!

અફસોસ! જુન, તું કોણ શયતાનના સકંજામાં સપડાઇ છે ?

---

અંક ૧૦

## સ્ટીમપર સપડાવું.

આ હફ્તાની શરૂઆતમાં એક ગંજાવર સ્ટીમર નજરે પડે છે, જેમાં બલાઈ જુનને લઈ પોતાની પાર્ટી સાથ શહેલગાહે ઉતરી પડયો છે, નેડ, તે તજાયલો ભરથાર, પણ પોતાના નવા ડીટેકટીવ બરટનને લઇ તે સ્ટીમરપર કાંઇ એટલી ઝડપ ચલાવી ચઢી બેઠો છે. સ્ટીમર પર સઘળાં ગેલમાં છે, બ્લાઈની ખુશાલી વીશેષ છે. જુન, લગાર દીલગીર છતાં દરીયાઇ સહેલગાહની અસરથી ઝાઝી મુંઝવાતી નથી. નેડ બરટનને પોતાને ઓળખતોજ ન હોય એમ અખાડા કરવા ફરમાવે છે, અને બન્ને બ્લાઈની ટોળકીની હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખે છે.

સઘળાં તુટકપર બેસી ટાહેલાં ચલાવે છે, જયાંથી ઉઠી જુન એકલી આસપાસ લટાર મારે છે, "વાયરલેસ ટેલીગ્રાફી" વાળી કેબીનમાં તેણી આવે છે, જયાં કામ કરતો જવાન તેઓને સઘળી સમજણ આપે છે, ત્યાંથી નીકળી તેણી ફરતાં ફરતાં સ્ટીમરની વડી 'સ્ટયુવરડેસ' ને મળે છે, જે જુનને દારૂની અસરથી આમતમ લપેરા ખાતી જોઈ બહુજ દીલગીર થાય છે, અને તેણી જુનને પોતાપર વીતેલી કહાણી કહી સંભળાવે છે.

"અગાઉ મારા બાપની દારૂની દુકાન હતી, ત્યાં આવતાં ઘરાકોમાંના એક જવાન સાથે મને દોસ્તી આવી; પરંતુ તે મારા પોતાના કરતાં મારા લગનની રીત ઉપર વધુ ધ્યાન આપતો હતો. એજ વેળા એ હમારી નજદીકમાં રહેતા એક ઉમરાવજાદાને ફરતાં ફરતાં મારી મુલાકાત થઇ, તે મને ખરા જીગરથી ચાહવાં લાગ્યો, અને બંને રોજ હમારી દારૂની દુકાનમાંજ મળતાં ભેટતાં હતાં. તે છોકરાની માને અને બીજાઓને હમારે માટે ખબર થતાંજ 'એક દારૂ વેચનારી છોકરી સાથ આવા એક ઉમરાવજાદાને નહીં પરણાવવાના વિચારથી તેઓએ એક બીજીજ મોટે ખાંચરે છોકરી શોધી તેની સાથ તેને પરણાવા દીધો. હવે મારો આગલો આશક મારા બાપ પાસે આવી મારે માટે કહેવા લાગ્યા જે "તારી છોકરા તો ફલાણા ચીણા ઉમરાવજાદા સાથ મહોબત ધરાવતી હતી એટલે મારે એની સાથ હવે પરણવું નથી" મારા બાપે બમણી રીત આપવા કહી, કાલાવાલા કરી આખરે તેને સમજાવી પટાવી મારી સાથ પરણવા કબુલ કરાવ્યું, અને હમો પરણ્યા, અને આજે એજ મારો ધણી મને હરઘેડી અને હરપળે પેલા ઉમરાવજાદા વિશેની યાદ આપી મને તાણો મારે છે જે "તું તો ઉમરાવની બઇરી થવાની હતી ને" આવી રીતે તું જુવે છે, જે દારૂને ખાતર એક અશ્રાફ ઉમરાવઝાદાનો હાથ ગુમાવવા સાથ હાલ મને કંગાલ્યતમાં દહાડા પસાર કરવા પડે છે'"

બન્ને સહી વચ્ચેની વાતચીત ખતમ થવા બાદ જુન વિચારમાંને વિચારમાં આમ તમ ફરતી હતી, થાકેલી

હોવાથી તેણી એક જગ્યાએ ઉભી રહી ગઇ, અને હજુ તો કાંઈ આગલી પાછલી યાદ કરે તે આગમચ તો તેની નજદીક કોઇ આકારને આવી ઉભેલો જોઇ તેણી ચોંકી અને, બીજીજ પળે તેની નેડના હાથમાં જઇ પડી! આ નવો આવનાર કોઈજ નહી, પણ નેડ હતો.

ત્યારે અનેક અફાડઝીક અને દોડધામ બાદ આખરે નેડ જુનને મળવા પામ્યો ખરો! તેની જંજાળ અને જહેમતનો બદલો હાલને કાજ તો મળ્યો, પણ તે કેટલી વાર? આપણે પડદાપર જોઈએ છીએ તેટલીજવાર જુવો, આ એકમેકને જાનોજીગરથી ચાહતું અ.શક–માશુકનું જોડું! કોઈ શેતાની ચોઘડીયે એકમેકથી છુટા પડી–બને નાહકના હેરાન અને હારમાર થવા બાદ આજ લાંબે વખતે તેઓ મળવા પામે છે! અરેરે! કેટલા ઓચીંતા અણધાર્યા તેઓ મળવા પામ્યા! તેઓની ખુશાલીનો હવે શું પાર! તેઓ એકમેકના ગળાં આસપાસ હાથ વીંટાળી ગોયા હવે કદી છુટા પડવાનાજ નહી હોય એ મીસાલ મહોબતમાં મસ્ત બની આસપાસના કાંઇપણ ખ્યાલ કર્યા વીના–હા કેવા–મજાહ મેળવે છે! પણ, દોરંગી–દુન્યાનો ખેલ કાંઇ બીજોજ છે! અફસોસ, તેઓના આ અનુપમ સુખ માટે મનમાં મુંજાતો એક કરતુકી કોરગો–બદલાઇ તેમને ફરી એકવાર એકમેકથી છુટા પાડવાની યુકતી કરી રહયો છે. તે તુરતજ જઈ વહાણના વડાને મળે તે અને કહે છે જે "એક ઘેલો આદમી હમારી ટોળકીમાંની એક અબળાને સતાવ્યા કરે છે." તુરતજ કેપટનના હુકમથી તેના માણસો મહોબતની મીઠી મજાહ ચાખતાં તે નેડ

અને જુનનાં સુખી જોડાંને એકમેકથી છુટાં કરે છે પરંતુ તેની કાંઈ પણ અસર નહીં થતાં તે તેઓની સામો થાય છે. પણ અફસોસ! પાંચ-સાત આદમીઓને એકલો કેમ પુરો પડીજ શકે, તેઓ તેને બાંધી રૂંધી ઘસડી જાય છે અને એક કંગાળ નાનકડી કેબીનમાં મુકે છે. જુન, પોતાના વ્હાલાની ગોદમાં એક પળ આગમચ હબ.યલી જુન, આ બનાવથી તદન હઘાઇ જાય છે અને સુની સાવજ બની જાય છે. બદમાસ બલાઈ તેણીને રીવાજની અને રાંજી રાખવાની હઝાર કોશેશ કરે છે, પણ ફોકટ! જુન હવે વ્હાલા નેડની યાદમાં તદન ઝુરી જાય છે; પરંતુ પોતાની આસપાસ ફરી વળેલી સોનેરી ટોળી આગળ તેનું કશું ચાલતું નથી તેણી કશું કરી શકતી નથી.

નેડની સાથે આવેલો ડીટેટીવ બરટન તેના બચાવમાં હવે બહાર પડે છે અને નેડને નસાડવામાં મદદ રૂપ થાય છે; પરંતુ તે સ્ટીમરના કેપટનને નેડની કેબીન આગળને આગળ ભમ્યા કરતા બરટનની હીલચાલ વિશે શક જાય છે અને તે બ્લાઇને તે વિશે ચેતાવે છે, અને બરટનની મદદથી છુટવા પામેલો નેડ હજી તો નાસ ભાગ કરે તે આગમચ પાછો સપડાઈ જાય છે, ફરી એકવાર બરટનની મદદથી તે છુટો થાય છે અને હવે તે એકદમ સ્ટીમર પરથી પાણીમા કુદી પડે છે, જયાંથી તેને ત્યાં ફરતાં માછીમારો પોતાની બોટ ઉપર લઈ લે છે.

બ્લાઈવાળી સ્ટીમર હવે બરમ્યુદાના સુંદર કીનારા નજદીક આવી પહોંચે છે, અને આંખને ઠંડક આપનારા

આ કિલપટ્રીક દેખાય છે. નીહાળતાં તેઓ પોતાની આગી બોટ આગળ આવી પહોંચે છે, અને સઘળાં હવે મોટી સ્ટીમરમાંથી, આ લોકને માટે તઇયાર રાખેલી નાની બોટ માં બેસી કીનારે જાય છે.

અહીં નેડ માછીમારોની સાથ તેમની આગમચનો આવી પુગ્યો હતો, જ્યાં તેનો ડીટેક્ટીવ બરટન પણ તેને આવી મળે છે.

બલાઇ નેડની શોધમાં આઅંસેમ પોતાના માણસ દોડાવે છે, બરમ્યુડા ટાપુના ખુશનુમાં દેખાવોથી જુનની દિલગીરી લગાર ઓછી થાય છે!

---

અંક ૧૧

## બંદરપરના લુટારાઓ.

જુનને અત્રે ફરી પોતાના પ્યારા નેડની યાદ હૈયે આવી! સ્વતંત્રતાને ખાતર તેણી તેને છોડી આવી તો ખરી પણ મહોબત—મુસ્તકીમ મહોબતની મીઠાશ આગળ તેણીનો આ ખખારો શું બીસાદમાં! નેડ તરફથી મળતી એકથી અનેક ભેટ-સોગાદો, પૈસા ટકા વીગેરે સઘળા માટે તેણીને ઓશ્યાળુ તો રહેવું પડતું હતું. છતાં તેને માટે તેણીની મહોબતની લાગણી અતી મુસ્તકીમ હતી. તેણી તેને ખરા જીગરથી ચાહતી તો હતીજ, અને હાલ જ્યારે તેણીથી દૂર હતો અને તે કેવા કઢંગા સંજોગથી દૂર થવા પામ્યો હતો, તે સઘળો ખ્યાલ જ્યારે તેણીને થયો ત્યારે તેણી (નેડને) માટે ચીંતાતુર બની. "હા! તે ક્યાં હશે? શું કરતો હશે? અને કંઇ." એવા અનેક

વીચારો, વ્હાલ અને વહાલાંઓર્યાં વીચારોએ આખરે તેણીના મનજ ઉપર કાબુ મેળવ્યો, અને તેણી તુરતજ પોતાના વ્હાલાની શોધમાં નીકળી ! અને હવે જ્યાં બાપના ફંદ-જામાંથી છટકી જવાનું તેણીને મનજ થયું, ત્યાં ચુચકેલી શું ઓસાદમાં ! સઘળાંને ભાર નીંદમાં પડેલાં જોઈ તેણી સટકી ગઈ; અને બોટ પાસે પડેલી નાનકડી બોટમાં ઉતરી પડી હંકારવા માંડયું. અરે જુવો, શાંત દરીયાની સુંદર ખુસનુમાં લ્હેરી વચે એક નાનકડી બોટમાં બંને બાજુથી હલેસાં મારતી આ નવજવાન નારનો દેખાવ કેવો સુંદર લાગે છે ! ખરેજ આ એક જોવાજોગ ચીત્ર છે !

અરે પણ એક અબળા જાતી એમ ભરદરીયે એકલી એકલી નાસભાગ માટે હલેસાં કયાં સુધી મારી શકે ! આખરે જુન થાકી ગઇ, અને પાણીના સેહ સાથે તેણીની બોટ ઘસડાવાની અણીપર હતી તેટલાં વળી કોઇ ખોદાનો લાલ ત્યાં આવી ચડયો અને જુનને પોતાની નાની મોટર બોટમાં ઉપાડી લઇ હંકારી ગયો. રસ્તે વાતચીત ચાલે છે; અને આ અંજાણ્યા આદમી જુનને કહે છે, "તમો કાંઈ મારી નજરમાં આવો છો !"

હા; હવે સમજ પડી કે તમો કોણ છો ! જુવો સમજો. મેરીયેટ ! નામની ખુબસુરત છોકરી માટે બે ચાર ઉમેદવાર હતા ! પણ જે તેણીને વધુ ભેટ-સોગાદો લાવે અને તેની માટે વધુ પૈસા ખરચે તેને તેણીએ વધુ પસંદગી આપી, અને એક દિવસ તેણીના બંને આશકો વચ્ચે ઝગડો થયો. બોલાચાલીપરથી હાથોહાથ થઇ ગયા, અને આ વાતચીત ચાલતી હતી તેવામાં જુને પાછળ ફરી જોયું

તો ફ્લાઈવાળી બોટ પુર ઝડપે તેમની પાછળ આવતી નજરે પડી, અને હવે તો તે લગોલગ આવી લાગી હતી. પકડાઈ જવાની ખાત્રીથી તેણીએ પોતાના હંકારનારને ઝડપથી હાંકવા અરજ કરી. અત્રે એક જોવાજોગ દેખાવ થઈ રહે છે! પહેલી હરોળમાં જુનવાળી નાની મોટરબોટ પુર ઝડપે પાણી કાપતી દોડે છે, પાછળ લગોલગ ફ્લાઈ-વાળી મોટી બોટ પણ તેટલીજ ઝડપથી આગલી બોટને પકડી પાડવાની કોશેષ કરે છે, અને આ બન્નેની પાછળ વળી એક ત્રીજીજ બોટ છે, જે માંહેલો બેઠેલો પણ આ-પણી ઓળખનોજ છે! તે નેડ છે. જે ફ્લાઈના સપાટા-માંથી ફરી એકવાર બરટનની બોલબાલાથી છુટી આવ્યો છે!

આમ એકમેકથી આગળ—પાછળ દરીયામાં ફરવા બાદ જુનનો બચાવ કરનાર જુમો ખલાસી ખડકોની વચ્ચે આવેલી અતિ સાંકડી જગાએ પોતાની બોટને વલણ આપે છે, અને તેની બોટ નાની હોવાથી ત્યાંથી પસાર થઈ જાય છે પણ ફ્લાઈવાળી મોટી બોટ તે મારગમાંથી પસાર થઈ શકે એમ નથી. તુરતજ ફ્લાઇ બીજી નાની બોટમાં બેસી કેપટન સાથે પાછળ પડે છે અને હવે તેઓ કીનારે આવે છે.

અત્રે જુન ફરી મોટી મુશકેલીમાં આવી પડે છે, પ-રંતુ તેણીની શોધમાં પાછળ પડેલો નેડ એકાએક ત્યાં આવી ચડે છે અને કટોકટ વેળાએ તેણીનો બચાવ કરે છે! દીવસોની દોડધામ બાદ ફરી એકવાર પાછા મળેલા બંને હેતવંતા જીગરો એકમેક સાથે બગલગીરી કરે છે અને બંને ખુશાલ જીગરે હસતાં રમતાં વાતચીત કરે છે

તેવામાં હાથમાં ભરેલી રીવોલવર સાથે બદમાસ બલાઈ તેમની શામો આવી ઉભો રહે છે.

# માર્શની મુર્તી

## યાને

## ચીતારાનો બરગેસ્ત સીતારો.

અફસોસ! બંને વહાલાંઓને વીખુટાં પડવાનો વખત ફરી આવી લાગ્યો! જુન એકવાર પોતાના પરણેલા ખાવીંદનો આશરો વીના કારણે તજી આવેલી નાશતી ભાગતી જુન–આલાઇને હાથમાં રીવોલર સહિત તેઓ સામે આવી ઉભેલો જોઇ તદન ડઘાઈજ ગઇ! તેણીને ત્યાંથી ઉપાડી જવાનો હુકમ કરી બલાઈ નેડને પોતાની યાટ ઉપર લઈ જવા પોતાના માણુસોને ફરમાવે છે.

આપણી વાર્તા હવે એક બીજીજ બાબત ઉપર વલણ લે છે. આ વેળા રજુ થતાં દેખાયો અતી દીલપઝીર અને ખુશનુમા છે. આ અતી ખેંચાણકારક સુંદર સીનરી જોઇ ગોયા આપણી આંખને ટાઢક વળે છે.

પ્રથમ એક ચીતારો પોતાની પ્રીયાને મળી ભેટ માટે માથે લીધેલા એક અતી ખેંચાણકારક ચીત્ર માટે કોઇ સુંદર પાત્ર માટેની શોધમાં ફરતો નજરે પડેછે. એક અતી ખુબસુરત દેખાવડી નવજવાન નાઝનીનને કોઇ તેવીજ ખેંચાણકારક જગા–નદીનાળાં યા પહાડની કઢાણો યા ઝરાઓ વચ્ચે–ઉભી રાખી, માર્શની મુર્તી Spirit of Marsh નું એક અતી સુંદર ચીત્ર ચીતારવાની તેની ધારણા હતી,

પોતાના ચીત્ર માટે કોઈ મનમોહન મુરતીની શોધખોળ કરતાં કરતાં આખરે તેને એક સોહીની સુરત હાથ લાગી સુંદર સાદા સફેદ ઝીણા પોશાકમાં સજ કરી તેણી તેણીને એક અતી દિલપઝીર દેખાવવાળી પહાડોની કઢણ વચ્ચેની ખેંચાણકારક જગાએ ઉભી રાખી! તે તેણીને કેમ ઉભું રહેવું તે વીષે કાંઈક સુચના કરતો હતો તેવામાં આ મોડલ –તે સુશોભીત સુંદરી–એકાએક ચોંકી। તેઓ બન્ને વચ્ચે બોલાચાલી થઈ ગઈ અને તેણીએ તે ચીતારાના કહેવા મુજબ ઉભુ રહેવાની ના પાડી, તે ત્યાંથી ગુસ્સાભેર ચાલી ગઈ. આરટીસ્ટ પાછળ પડયો અને તે સુંદરી પોતાનું આત્મમાન સાચવાની પવીત્ર મતલબથી નાસતાં નાસતાં એક અતી જોખમ ભરેલી જગાએ આવી ચઢી, અને તે ચીતારો તેણીના બચાવ માટે કશું કરી શકે તે આગમજ આ નીર્દોશ નવજવાન નાર–એક ખરેજ સુંદર સુશોભીત મોડેલ–પોતાની જગાએથી કુદી પડી, નીચે વહેતા ઝરામાં પડી, પાણીના રોહમાં તણાવા લાગી. અરેરે! એક નીર્દોશ કોમળ કુમારીકાએ પોતાના સ્વમાનના બચાવમાં નાહેકનો પોતાનો કાજગરો જીવ બરબાદ કર્યો! અહાહા! પાણીના રોહ સાથ ઘસડાતી આ સુંદર નાહનાશબનો દેખાવ કેટલો, અરે! કેટલો અસરકારક છે!!

ચીતારો બાપડો તદન ગભરાય છે! શું કરવું તે તેને સુઝતું નથી. મનમાં મુંઝાતો, ગભરાતો, અકળાતો તે પાછો પોતાને ઘેર ગયો.

આ બાજુ ક્લાઈડ નેડને પોતાની બોટપર બોલાવી પુછે કે "જો તું માત્ર પાંચજ દીવસ થોભી જાય અને મારાં

કામ વચ્ચે નહી આવે તો હું છઠે દીવસે જુનને તારે સ્વાધીન કરૂં. બોલ શું કહે છે?" શું નેડ પાંચ દીવસની મહેતલ આપશે? તે બ્લાઇને તો સારી રવેશે ઓળખે છે અને તેની જુનમે રાખવાની મતલબ શું છે તેથી તે જાણે છે, તો હવે તે શું જવાબ આપે છે તે કોઇ કલ્પી કરશે?

એક દીવસ તે ચીતારાને કનીંગહામ—બ્લાઈના સાથી સાથ ઓળખાણ થાય છે અને તે તેને જુન સાથે ઓળખાણ કરાવે છે. વાતચીતમાં વખત પસાર થાય છે અને તે ત્યાંથી ચાલી જાય છે.

તેના જવા બાદ જુન સુંદર સાદા સફેદ પોશાકમાં સજ થઈ એકલી લટાર મારવા જાય છે. તેણીએ સજેલો સાદો, પરંતુ શ્રેષ્ટ શણગાર તેણીની કુદરતી ખુબસુરતીમાં ઓર વધાર્યો કરે છે! તેણી એક ખરેજ જોવાજોગ અને ખેંચાણકારક ચીત્ર છે। ફરતાં ફરતાં તેણી દરીયાને કીનારે રેતીવાળી જગ્યાએ આવે છે, અને ગોયા શુંજ ગેલમાં હોય તેમ આમતેમ કુદાકુદ કરે છે. આ વેળાનો તેણીનો દેખાવ ખરેજ ખેંચાણકારક છે! ઘડીમાં રેતીમાં આળોટયા મારતી તો ઘડીકમાં ઉઠબેસ કરતી, ઘડીકમાં કીનારે પાણી સાથે ચેડાં કરતી, એવી વીચીત્ર અબળા ખરેજ કોઇ કુદરતની હસ્તી રમતી પુતલી મીસાલજ માલુમ પડે છે! અને તેજ વેળા ત્યાં કોઇ સુંદર મોડેલની શોધમાં આવી ચઢેલા આરટીસ્ટની નજર તેણી ઉપર પડતાં તેની ખુશાલીનો શું પાર!

"આહા! શું સુંદર ચીત્ર છે! અરે કેટલું ખેંચાણકારક! કેટલું અસરકારક! ગોયા કુદરતે મારા ચીત્ર માટેજ

પસંદગી કરી મોકલી આપ્યું છે!" તે મનમાં બબડયો અને તુરતજ જુન નજદીક જઇ પોતાનો ઇરાદો જાહેર કર્યો, આ વેળા તદન હસ્તી રમતી ગેલમાં આવી ગયલી જુને તુરતજ હા પાડી અને તે ચીતારાએ તેણીને એક સુંદર જગાએ ઉભી રાખી પોતાનું ચીત્ર ચીતરવા માંડયું!

નીચી મુંડીએ થોડીક પળ ચીત્રામણુ પાડયા બાદ તે જુનના આકાર—ચીત્ર તરફ જોવા જાય છે તો તેની નજરે તેનો આવેલો મોડેલ પેલી આપઘાત કરી મરણ પામેલી સુંદર નાર નઝરે પડે છે!

ગભરાત અકળાતમાં તે થોડાક ડગલાં પાછળ હઠી જાય છે, અને એકાએક તે પોચી કાદવવાળી જગાએ જઈ પહોંચે છે. તેના પગો કાદવમાં ચોંટી જાય છે અને તેમાંથી પોતાનો બચાવ કરવા જતાં તે તેમાં વધુ અને વધુ ઉંડો પેસતો જાય છે. ફસી પડે છે! તેની આ કઢંગી હાલતથી જુન પણ ફગલાઇ જાય છે! આ વેળા તેની બાયડી કાંઇક સંજોગ આધીન ત્યાં આવી લાગે છે, અને પોતાના પ્રીય પતીની આવી કઢંગી અને જોખમભરી હાલતે જોઈ તે ફગલાઈને ફીકી મારી જાય છે, પણ શું કરે? તેણી યા જુન કશું કરી શકે એમ નથી?

ત્યારે શું તે આરટીસ્ટ જાનથી જશે? તેનો બચાવ કરનાર કોઈ હૈયાત હશે યા નહિ? વળી પેલા નેડનું શું થયું? બલાઇને શું જવાબ આપ્યો?

આ સંઘળું જાણવા, નજરે નજર જોઇ ખાત્રી કરવા માત્ર એકજ અઠવાડીયાનો વીલંબ છે, આ સઘળા ગડબડ

**ઘોંટાળા, દોડધામ, અફાડઝીક વીગેરેની સંપુર્ણ સમજ મેળવવા આવતા અઠવાડીયા સુધી થોભી જાવો,**



## અંક ૧૩

## સપડાયો.

જુન તરફ બદનજરથી જોતાં અને તેણીની આબરૂ ઉપર હુમલો કરતાં પેલા કમનસીબ ચીતારાનો કેવો બુરો ફેજ થયો તે આપણે જોઈ ગયા, હવે આપણે આપણી વાતમાં આગળ વધીશું.

પેલા ચોતારાને કાદવમાં ફસી પડેલો જોઇ ગભરાઇ ગયલી જુન અકરાત ગભરાટમાં આમતેમ દોડ ધામ કરેછે જેવામાં તેણીને કમનસીબે ફરી એકવાર તેણીને સતાવનાર બ્લાઈ સામેજ મળે છે.

આ વેળા નેડ જે પોતે પણ જુનની શોધમાંજ ભટકતો હતો. તેની નજર તેઓ બને ઉપર પડે છે. અને તે બ્લાઇ-જુનની હિલચાલ ઉપર નેગાહ રાખે છે. બ્લાઈ કોઇની શોધમાં આમતેમ ફરે છે તેવામાં તક સાંધી જુન ત્યાંથી વટી જાય છે અને દોડતી દોડતી કીનારે આવી ત્યાં પડેલી એક નાની માછીમારની બોટમાં કોઇ જોઈ શકે નહી એવી રીતે છુપાઇ છે. તુરતજ તે બોટનો માલેક એક અર્ધ-ચક્રમ ચકડોલ આવી લાગે છે અને પોતાની બોટમાં કોઇ ભરાયું છુપાયું છે એવો એક ઉડતો પણ ખ્યાલ કર્યા વિના ત્યાંથી હંકારી જાય છે,

હવે કીનારા આગળ બ્લાઇ અને નેડ સામ સામાં થઇ જાય છે. આ એક નારના બે ઉમેદવાર—હમન બદ'—એક મેકને જોઇ ઘુરકા ઘુરકી કરે છે. અને એકાએક હાથોહાથ પણ થઇ જાય છે. બ્લાઇ આંગે ભરેલો ને કદાવર છતાં ઝનુનમાં આવેલા નેડને હાથે હેઠળ પડે છે.

અત્રે આપણી વારતા વળી બીજુંજ વલણ લે છે. દેશથી ઘણે દુર એક નાનકડા ટાપુ મધે ત્યાંનો વડો પોતાની આસપાસ પરીયાં મીસાલ ખુબસુરત નારોનો 'ડાન્સ' નીહાળતો આપણી નજરે પડે છે. વડા સરદાર સનમુખ 'ડાન્સ' પાર્ટી પુરી થવા બાદ આ નવજવાન નારો દરીયાં કીનારે ઠંડી લેહરમાં ફરવા જાય છે. અને પોતા પોતામાં અમન ચમન કરે છે, તેઓમાંની એક કાંઇક વિચારોના વમળમાં વીટળાઇ એકલી નીચી મુડીએ ઉભી છે. વિચારોમાં લીન થયેલી તે બાળા જ્યારે પોતાનું માથું ઉચું કરી આસપાસ જુવે છે ત્યારે એકાએક તેણીની નજરે દુર દરયા મધે નાનકડી હોડીમાં કોઇ બે આકારોને એકમેક સાથ મારામારી કરતાં જુવે છે. વધુ નજર ખેંચીને જોતા માલુમ પડે છે કે તેઓમાંનો એક સ્ત્રીનો આકાર છે જેને પેલો મરદ પોતાની હોડીમાંથી ગબડાવી પાણીમાં હેમાવી દેવા જીવતોડ કોશેશ કરે છે, પોતાના બેનપણી—એક સ્ત્રી—ની આવી એકાંત અને કબસ હાલતનો લાભ લેવાતો જોઈ આ બહાદુર બાળા તુરતજ તેણીની મદદે જવા તત્પર થાય છે જે જગાએ તેણી ઉભી છે. તે એક અતિ ઉંચી ટેકરી છે અને ટેકરીઓ પરથી રસ્તો વટાવી નીચે જઇ પાણીમાં પડવામાં વખત ઘણો ગુમાઈ જાય એવા વીચારથી પોતે

ઉભી રહેલી જશા—તે ઉભી ટેકડીના અતી મોટાં ઉંચાણ ઉપરથી નીચે વહેતાં પાણીમાં એક અતી હીમત અને હેરતભર્યો કુદકો મારે છે. એક ખરેખરો જોખમ ભર્યો અખતરો હતો, અને ખાસ કરી કોમળ અબળા જાતી માટે તો તે ટેકડીનું ઉંચાણ અતી વધારે હતું, છતાં આ હીમતવાન અબળા તે ઉપરથી કુદી પડી પાણીમાં તરતી તરતી પેલી કમનસીબ હારમાર થતી અબળા તરફ તરી જાય છે.

અરે પણ પેલી ભર દરીયે એકાંત ખરવસ્ત ખલાસી સાથ હોજાતોજી કરતી અબળા કોણ છે? પ્રીય વાંચનાર, તે કોઇજ નહી, પણ આપણી વાર્તાની નાયકા જુન-નાસ્તી ભાગતી-જુન છે, છેલ્લાં આપણે તેણીને કીનારે પડેલી બોટમાં છુપાઇ ગયલી જોઇ ગયા અને ત્યારબાદ તે બોટનો માલેક આવી હંકારી ગયો; દરીયામાં વચ્ચે જ્યારે પોતા પાછળ પોતાનીજ બોટમાં કોઇ આકારને છુપાયલો જોયો ત્યારે તે ચકડોલ એકદમ ઝનુનમાં આવી ગયો અને તે મરદ છે યા ઓરત છે તે જોયા જાણ્યા વીના, તેને બસ બોટમાંથી પાણીમાંજ ગબડાવી નાખવા માટે જોર જુલમ કરવા લાગ્યો. પરંતુ આ બાજુ આપણી જુન હતી, તેણી પણ ઝનુનમાં આવી ગઇ અને લાગ ફાવતાં તેણીએ તે ખલાસીને એક આંચકો એવોતો જોસથી માર્યો કે તે બોટમાંથી ઉછે પાણીમાં જીંખાઇ ગયો, પરંતું આખર કરેને તે મરદની મટોડી હતી એટલે જુનની બોટને તણે છોડી નહી અને આમતેમ ગબડાવી ઉથલાવી નાખવા કોશેશ કરવા લાગ્યો, અને જો પેલી બહાદુર બાળા વખતે સર જુનના બચાવમાં

આવી ન હોતતો બેશક તે જુનની હોડીને ઉઠલાવી પણ નાખતે!

હવે જુન અને તેણીનો બચાવ કરનાર બહાદુર બાળા બને કીનારા તરફ ગયાં જ્યાં તેણીને તે ટાપુના સરદાર સનમુખ હાઝર કરવામાં આવી. તેણીને 'ડાનસ' મા ભાગ લેવા ફરમાવવામાં આવ્યું જે પહેલાં તો તેણીએ ના પાડયું પણ આખરે જયારે તેણીએ પોતાનું કાંઈપણ ચલણ જોયું નહી ત્યારે કબુલ થઈ અને ડેન્સ કરવાના ઢોંગ કરી તેણી ત્યાંથી એકાએક નાસી ગઈ. સારે નસીબે તેણીને એક બીજી તેણીના જેવીજ કેદી સ્ત્રી મળી અને તેઓએ બંનેએ સાથે નાસી જવાનો વિચાર કર્યો, અને નાસતાં છુપાતાં બંને કીનારે આવી પાણીમાં પડી તરતાં તરતાં દુર નીકળી ગયાં. અને પાણીમાં તરતાં કોઇ લાકડાંના ભાગા ટુટા તરાપાને વળગી ઘસડાવા લાગ્યાં.

નેડ, જે પેલા ખલાસીની પાછળજ બીજી બોટમાં નીકળી પડયો હતો તેને હવે આ ચકમ સાથ ઝપાઝપી થઇ, એક બીજાને ઉપર નીચે ગબડાવતા બંન ગોથા મીસાલ લડવા લાગ્યા, પણ આખરે નેડ ફાવ્યો અને અચાનક તે બાજુ તરતી પેલી બે અબળાઓ, જુન અને તેણી નાસી આવેલી અંજાણુ અબળા સાથ મુલાકાત થઇ ગઈ. તેઓએ નેડને પોતાના તરાપ. પર લઈ લીધો પણ હજી તે મને

મળયાને બે ઘડી થઇ નહી તેટલાં તેમની શોધમાં નીકળેલાં બ્લાઇ એક મોટર બોટમાં ત્યાં આવી લાગ્યો. પહેલી જુનને પોતાની બાથમાં લઇ તે નેડને ત્યાં રખડતો છોડી તે ત્યાંથી હંકારી ગયો.



અંક ૧૪

## મુફલેસી મુસીબતો.

કમનસીબ નેડ! દરીયાના ઉછળતા મોજાઓના આધારે એકલો એટલે આસપાસથી કાંઈ પણ મદદની આશા વીના આમતેમ અફળાવા લાગ્યો. પરંતુ, તેના કીસમતે યારી આપી અને આ વેના તે 'મોતમાંથી માંદ' માં આવ્યો પણ તે 'પેનમાંથી ચુલામાં' પડવા બરાબર થયું. જે ટાપુ તે કીનારે તે ઘસડાઈ આવ્યો ને કોઇ અફલાતુન ઉઠાવ ગીરોનું રહેઠાણ હતું. છતાં પોતાની પ્રીયા જુનનો પત્તો કદાચ હયાંથી મળી શકશે એવી આશામાં તે ત્યાં આવ્યો તો ખરો.

ઉઠાવગીર ટોળીના જાસુસો જેઓ હંમેશ કીનારે નવા આવતા જતાઓની ખબર રાખતા હતા તેઓ બ્લાઇ અને જુના ત્યાં આવી ચઢયા વીશે પોતાનાં વડા પીયરીને ખબર કરે છે. પીયરીએ મોટો નાચપારટીનો મેળાવડો કદયો હ । ત્યાં જુન અતે બ્લાઇને હાજર કર

વામાં આવે છે. બાપડી જુન એક કેદી જેવી હાલતમાં આવી પડે છે તેણીના આંગપરના સોનાં વસ્ત્ર ઉતારી લઈ એક 'વેટરેસ'ના સાધારણ સાદાં કપડાં પહેરાવવામાં આવે છે ઉપરાંત જુનની ખુબસુરતી પર લોભાઈ પરાક્રમી પીયેરી બ્લાઇને ખસ્તો કરી તેણીને ઉઠાવી જાય છે. તેની બાયડી–મેરી–ને આ વીશેની ખબર પડે છે અને પોતાના પતીને બીજી કોઈ પારકી સ્ત્રીઓ ફાંદામાં ફસેલો જોઇ અદેખાઈના આવેશમાં તેણી તેને ધમકી આપે છે કે "જો તું મને છોડી દેશે તો હું પોલીસને તારો સઘળો ભરમ કહી દઇશ."

એ અરસામાં નેડ–જે પોતાની પ્રીયાની શોધમાં અનેક આપદા વેળા વેઠતો તે ટાપુર પ આવી ચઢે છે અને જુનને શોધવા ફાંફાં મારતાં તે બદમાશ પીયરીના મળ ત્યાઓના હાથમાં સપડાઇ જાય છે.

દરમ્યાન મેરીને ખબર મળે છે કે તેણીના ભરથાર પીયરીએ જુનને જાહેરમાં પોતાની પરણેતર દાખલ રજુ કરી છે. તેણીના તન–બદનમાં અદે ખાઈનો આતશ સળગી ઉઠે છે અને તેણી જઈને એકદમ પોલીસને પોતાના ભરથાર પીયરની બદમાસી અને ચોરી લુટફાટથી વાકેફ કરે છે. તુરતજ પોલીસ પીયરીના મકાનેપર એકદમ હુમલો કરે છે અને ત્યાં હવે એક અતી ઝનુની અને જોવા જોગ ઝપાઝપી ચાલી રહે છે. અનેક બદમાસોને પોલીસ પકડી જાય છે; પરંતુ તે સઘળા ઉઠાવગીરોનો ઉસ્તાદ પીયરી

છટકી જવા પામે છે. પોતાની સ્ત્રી મેરીએ પોલીસને સઘળો ભરમ કહી દેવાથી તે તેણીપર વેર લેતા ઝનુની બની જાય છે અને તેણીની શોધ કરી તે બાપડીને પકડીને દરયામાં હોમાવી દે છે.

પોતે દગલબાજ નીવડી પોતની પરણેતરને તરછોડી પરાઈ સ્ત્રીપર નજર દોડાવનારને જ્યારે તેની સ્ત્રીએજ ફસાંવ્યો ત્યારે આ ઝનુનમાં આંધળા બનેલા બદમાશે તે કમજોર નારને પોતાના જોરથી આ દુન્યાથી બાતલ કરી નાખી; પરંતુ તે પોતે કયાં છટકયો? ગમે એવી બહાદુરી ભરી ઝપાઝપી, નાસભાગ અને દોડધામ કરી પોલીસને હંફાંવ્યા પરંતુ આખરે તેજ પોલીસ તરફથી છુટેલી એક ગોળીને તે શરણ થયો, પોતાના કરેલાં કરતુકોનો ઇનસાફ મેળવવા તે પેલી જહાનમાં વીદાય થયો!

હવે આપણે જુનવાળી ટોળકી તરફ નજર દોડાવીશું બદમાસોના બહાદુર સરદાર જ્યારે પોતાના ફેજે પુગી આ જહાનથી પોતાનો વારસો ઉઠાવી ગયો અને તેના સાથી સોબતીઓ પણ અદલ ઈન્સાફની અદાલતમાં હાજર થવા બાદ વાજબી સજા મેળવવા પામ્યા ત્યારે જુન અને બ્લાઈવાળી ટોળકીએ છુટકારનો દમ ખેંચ્યો અને આ અંતની આખેરીએ આપણે તેમને પોતાને વતન ન્યુયોર્ક જવાની તૈયારી કરતાં જોઇએ છીએ. એક મોટી અંબાવર સ્ટીમરપર સઘળાં સવાર થાય છે, અને સ્ટીમર ઉપડવાની તઈયારીમાં છે, જે વેળાએ એક આકારને આપણે આમ તેમ દોડતો

અને તે સ્ટીમરપર ચઢી બેસવાની કોશેશ કરતો જોઇએ છીએ. આખરે તે તો આગબોટપર જવા ફતેહ પામે છે અને લાંબા વખતની દોડધામ અને અફાડઝીક પછી ઠરીઠામ થઈ લગાર આશાયશ લે છે.



# અંક ૧૫—છેલ્લો.

## પતી–પરણેતરનો મેલાબ.

### સુખી સેવટ.

આપણે છેલ્લા અંકની આંખેરીએ જે આકારને સ્ટીમર પર દોડધામ કરતો જોયો તે કોઇજ નહિ પણ નેડ હતો! જે બોટ ઉપર જુન બ્લાઇ સર્વ મુસાફરી કરતાં હતાં તેજ બોટ ઉપર તે પણ આવ્યો છે. હવે જુન ને તે નજદીકજ છે. એટલે તેણીને મળતાં કેટલો વાર? જોકે હજી તેમને માથેનું વીપતીનું વાદળ તદન વીખરાઈ તો નથી ગયું. હજી તો બાપડાઓને ઘણા ધક્કા બાકી રહ્યા છે છતાં હીંમત ન હારતાં નેડ પોતાની કોશેશ ચાલુજ રાખે છે અને તેની આ પ્રમાણીક કોશેશમાં કુદરત સેવટે કેવી મદદગાર થાય છે તે અતી જોવાજોગ થાય છે ટુંકમાં પોતાના નશીબની બાકી રહેલી થોડી

ઘણી દોડધામ પછી આ લાંબા વખતનું એકમેકથી વીના કારણે વીખુટુ પડેલું પતી–પ્રીયાનું જોડું આપણુ સઘળાના આશીશ વચ્ચે મળવા પામે છે. જુન ગઇ ગુજરી ભુલી જઈ પોતાને માફ કરવા નેડને અરજ કરે છે, તેણીને ખરાં દીલથી ચાહતો તેણીનો ભરથાર–નેડ–તેણીના હોઠ ઉપર એક મીઠાં ચુંબન સહીત તેણીની અરજનો સ્વીકાર કરે છે. સઘલું દરગુઝર કરે છે.

અને આવી રીતે 'એક સ્ત્રીનો આધાર મરદ ઉપરજ છે' એવો કુદરતનો અચળ નીયમ પુરવાર થાય છે, અને જુન હવે ફરીથી મેઠ નજદીકથી નાસી જવાની સાફ ના પાડે છે.



# વીનસ સીનેમા

છપાવી પ્રસિદ્ધ કરનાર—જહાંગીરજી ફરામજી સેનશીન.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—વીનસ સીનેમા સ્ટેશન રોડ—સુરત

છાપનાર—પ્રભુશંકર નરભેરામ વ્યાસ.
છાપવાનું ઠેકાણું—શા. મુળચંદ અમીચંદના ધી સુરત જૈન એન્ડ જૈન
પ્રીન્ટીંગ પ્રેસ, ખપાટીઆ ચકલા—સુરત.

## સ્ટેશન રોડ, સુરત.